પહેલી આવૃત્તિ ૧૯૫૬, મહાવીર જયંતી
વીર નિર્વાણ સં. ૨૪૮૨

કિંમત : ચાર રૂપિયા



પ્રકાશક
શંભુલાલ જગશીભાઈ શાહ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો અમદાવાદ

મુદ્રક
ગોવિંદલાલ જગશીભાઈ શાહ શારદા મુદ્રણાલય,
પાનકોર નાકા અમદાવાદ

ભગવાન મહાવીરથી મહાત્મા ગાંધી સુધી
યુગે યુગે પ્રગટ થયેલી

અહિંસાની નાની - મોટી જ્યોતિઓને !



कृतापराधेऽपि जने कृपामन्थरतारयोः।
ईषद्बाष्पार्द्रयोर्भद्रं श्रीवीरजिननेत्रयोः॥

અપરાધી પ્રત્યે પણ જેમનાં નેત્રોમાંથી દયાભાવ નીતરે છે; ને તેમના પ્રત્યેની કરુણાથી જેમનાં નેત્રોના ખૂણા આંસુથી ભીંજાયેલા છે; એ ભગવાન મહાવીરના નેત્રો કલ્યાણકારી હો!

શ્રી. હેમચંદ્રાચાર્ય

પોતાના ધર્મને હાનિ ન કરો!
બીજાના ધર્મને અન્યાય ન કરો.

સમ્રાટ્ અશોક

# આજથી પચીસસો વર્ષ પૂર્વે

### પ્રવેશ

નિર્ગ્રંથ ભગવાન મહાવીર એ કાળે થયા,
જે કાળે લોકગુરુ ભગવાન બુદ્ધ થયા,
જે કાળે ગ્રીસમાં સત્યનિષ્ટ સોક્રેટીસ થયા,
જે કાળે ઈરાનમાં અષો જરથુષ્ટ્ર થયા,
જે કાળે ચીનમાં મહાન કોન્ફ્યુશિયસ થયા.
એ કાળ ઈ.સ. પૂર્વે ૬૦૦ આસપાસનો હતો.

યુગોના પહેલાં ભગવાન ઋષભદેવ થયા,
જેના નામ પરથી ભારત દેશ કહેવાયો,
એ ચક્રવર્તી ભરતદેવના એ પિતા હતા.

ઋષભદેવે માનવ સમાજને વ્યવસ્થિત કર્યો. પહેલી લગ્નપ્રથા સુધારી. પહેલું રાજ સ્થાપ્યું. પહેલો ધર્મ સ્થાપ્યો. ઋષભદેવ ઐતિહાસિક વ્યક્તિ છે. ડૉ. હેર્મન જેકોબી ને ડૉ. રાધાકૃષ્ણન પણ સ્વીકારે છે. ભાગવતમાં તેમનો ઉલ્લેખ છે. હિંદુઓના ૨૪ અવતારોમાં એ આઠમા છે.

એ પછી અનેક તીર્થંકરો થયા. એ વારામાં રામ થયા, પાંડવ થયા, કૌરવ થયા, શ્રીકૃષ્ણના વારામાં શ્રી નેમિનાથ થયા.

શ્રી. નેમિનાથે અહિંસાની ધારાને વેગ આપ્યો, જીવન-વિશુદ્ધિમાં અહિંસાને સ્થાન આપ્યું, જીવન-વિશુદ્ધિમાં આહાર શુદ્ધિને શ્રેષ્ઠ ગણી.

ભોજનમાં હણાતાં પશુઓને બચાવવા, રાજ-પાટ ત્યાગી સંન્યાસ સ્વીકાર્યો. શ્રી નેમિનાથના ઉલ્લેખ યજુર્વેદમાં શ્રી અરિષ્ટનેમિ તરીકે મળે છે.

શ્રી. પાર્શ્વનાથ શ્રી. નેમિનાથ પછી આવ્યા.

અહિંસાની વિચાર-ધારા મહાભારતના ભયંકર યુદ્ધ પછી વિકસી હતી. લોહી તરસ્યાં યુદ્ધથી સહુ થાક્યાં હતાં. મહાભારતમાં પણ અજનો અર્થ બકરો નહિ પણ ડાંગર કરવામાં આવ્યો. જે રાજાએ વિપરીત અર્થ કર્યો, એનું સિંહાસન ઊડી ગયું

શ્રી પાર્શ્વનાથે આહાર-શુદ્ધિ સાથે આચાર-શુદ્ધિ બતાવી. ચાર યામ પાળવાના કહ્યા. ૧ અહિંસા પાળવી, ૨. સત્ય બોલવું. ૩. અણહકનું ન લેવું. ૪. ખોટો સંગ્રહ ન કરવો.

યજ્ઞ કાજે સળગતાં લાકડામાંથી સાપ બળતો કાઢી બતાવી, પાર્શ્વનાથે સૂક્ષ્મ અહિંસા તરફ લોકોનું લક્ષ દોર્યું. કહેવાય છે, કે ભગવાન બુદ્ધ, ગૃહત્યાગ પછી ચાર યામવાળા સાધુઓના ધર્મમાં ભળ્યા હતા. બૌદ્ધ ગ્રંથોમાં ચતુર્યામ સંવરનો ઉલ્લેખ છે.

નિર્ગ્રંથ ભગવાન મહાવીર શ્રી. પાર્શ્વ પછી લગભગ બસો વર્ષે થયા. એમણે અહિંસાને વ્યવહારુ રૂપ આપ્યું. એ માટે સંસ્કૃત છોડી, લોકભાષામાં જ તત્ત્વજ્ઞાન રજૂ કર્યું. ચાર યામમાં પાંચમો 'બ્રહ્મચર્ય' યામ ઉમેરી સ્ત્રીને સ્વતંત્ર કરી. એમણે જાતિ ને વર્ણ રદ કર્યા. જ્ઞાન ને ચારિત્રની કિંમત બઢાવી. અશ્વમેધ,

ગોમેધ, ને નરમેધ સામે ઝુંબેશ ઉઠાવી, સર્વથા નષ્ટ કર્યાં. હિંસા કોઇ પણ રૂપમાં તજવા જેવી કહી.

એમણે ઈશ્વરની ખુશામત ઘટાડી, સ્વકર્મની કિંમત બઢાવી.

એમણે જગતના સર્વ મતોને સાક્ષેપ સત્યવાળા ઠરાવ્યા. અનેકાન્ત દૃષ્ટિથી જગતને જોવાનું કહ્યું. આમ આચારમાં અહિંસા, વિચારમાં અનેકાંત, વાણીમાં સ્યાદ્વાદ ને સમાજમાં અપરિગ્રહ ઉપદેશ્યાં.

એમણે કહ્યું: જેઓ આ રીતે જીવશે: તેઓ જેમ વાયુ ભડભડ સળગતી જ્વાલાઓને ઓળંગી જાય છે: તેમ તેવો આદર્શ માનવી પણ, સંસારની જ્વાલાઓને ઓળંગી પરમ આનંદનો ભાગી થશે. એ ભગવાન મહાવીરનું આ ચરિત્ર છે.



# બીએ એ બીજા !

[૧]



નગરનું પાદર છે. પાદર પર મોટો વડલો છે. ઘેઘૂર એની છાયા છે. લાંબી લાંબી એની ડાળો છે. ઘેરી ઘેરી એની ઘટા છે. ઘટામાં પંખી કલરવ કરે છે. છાયામાં પશુ બેઠાં બેઠાં વાગોળે છે.

નાનાં બાળકો અહીં રમવા આવે છે. વિધવિધ રમતો રમે છે. આજે સહુ બાળકો મળીને પીંપળી દા રમે છે!

દાવ ભારે ચગ્યો છે. બાળકો વાનરની જેમ ઝાડ પર કૂદાકૂદ કરી રહ્યાં છેઃ પંખીની જેમ પાન-ઘટામાં સંતાઈ રહ્યાં છે. નીચે લાકડી કૂંડાળે નાખી, દા દેનારો ઉપર ચઢે છે. રમતા ભેરુઓને પકડવા એ એક ડાળથી બીજે ડાળ દોડે છે. ત્યાં તો ડાળેથી વાંદરો કૂદે એમ ભેરુ નીચે કૂદે છે. લાકડી કૂંડાળામાંથી ઉડાવી દૂર ઘા કરે છે.

રમતની સરત એવી છે, કે ભેરુ નીચે ઊતરી લાકડીને

ફૂંડાળા બહાર ફેંકી દે, એ પહેલાં દાં દેનારે એને અડવું જોઈએ. પણ પેલો પહેલો પહોંચી જાય છે. ફૂંડાળામાંથી લાકડી ઉપાડી દૂર ફેંકે છે. દાંવ દેનારની મહેનત એળે જાય છે. એ વળી લાકડી લઈને ફૂંડાળે નાખવા નીચે આવે છે. આમ રમત ભારે ચગી છે.

એકાએક ફૂંફાડો સંભળાય છે. હૈયાં ફફડી જાય એવો ફૂંફાડો! ચકલાના મોંમાંથી ચણ છૂટી જાય એવો!

જોયું તો, બરાબર પીંપળા નીચે એક ભયંકર સાપ પડેલો! કાળી ચૌદશની રાતના જેવો કાળો ડિબાંગ! ધોળી ધોળી મૂછો! પીળી ધમરખ આંખો! ફૂંફાડા એવા નાખે, કે કાચાપોચાના રામ રમી જાય!

હાય બાપ! ખાધા કે ખાશે?

બાળકો–નીચે હતાં એ જીવ લઈને નાઠાં! ડાળ ઉપર હતાં, એ ડાળને વળગી પડ્યાં. શરીર તો થરથર કંપે. હમણાં પડ્યાં કે પડશે!

હેઠેથી સાપ ન ખસે, ન કોઈને ખસવા દે!

આ વખતે એક બાળકે ઝડપ લઈને ઝાડ પરથી ભૂસકો માર્યો. ધબ્બ કરતોકને નીચે! પૃથ્વી પર ટટ્ટાર થઈને ખડો થઈ ગયો! જાદુ નેતરની સોટી જોઈ લો. સાપ તો ધબાકો સાંભળી છંછેડાયો હતો, ફૂંફાડા નાખતો હતો, હમણ ખાધા કે ખાશે એવું કરતો હતો, પણ બીજો એ બીજો!

પેલો કુમાર આગળ વધ્યો. એના મનમાં બીક નથી

ડિલમાં ધ્રુજારી નથી. જાણે સાપ ને દોરડી બન્ને એને મન સરખાં છે. ચડપ લેતાંક સાપની પૂંછડી પકડી પાડી.

બીજાં બાળકો સાપને પોતાનો જમ માનતાં. સાપે અહીં પોતાનો ગુરુ જોયો, ને ડાહ્યો ડમરો થઈ ગયો. પેલા બહાદુર બાળકે એને ઉપાડીને દૂર ફેંકી દીધો.

બાળકોને નિર્ભય કર્યાં. પંખીઓને ગાતાં કર્યાં. પેલા બહાદુર બાળકે બૂમ પાડી સહુને પાછાં બોલાવ્યાં:

'અરે, બીઓ છો શા માટે? બીક તો એવી છે, જે બીએ એને બીવડાવે.'

'રંગ છે દોસદા તને! વર્ધમાન, તેં તો કમાલ કરી!' બાળકો આમ બોલતાં ને શાબાશી દેતાં પાછાં આવ્યાં

ફરી રમત શરૂ થઈ.



पढमं नाणं, तओ दया ।
પહેલું જ્ઞાન – પછી દયા.

# દેહથી વીર, દિલથી મહાવીર



[૨]

**એ** જ નગર, એ જ પાદર!
ત્યાં ઘેઘૂર વડલાની નીચે એક દેરી છે. ખંડેર દેરી છે. એનો ઊંચો એવો ઓટો છે. ત્યાં નગરનાં બાળકો ઘોડી ઘોડીની રમત રમે છે!

જેનો દાવ આવે, એ ઘોડી થાય!
બીજા એ ઘોડી પર બે હાથ દઈને ઠેકે!
ઠેકતાં ઠેક ચૂકે એ ઘોડી થાય!
બીજા એ ઘોડી પર બે હાથ દઈને ઠેકે!

રસ્તો સાવ એકાંત. અવરજવર બિલકુલ ઓછી. મીઠડું મહી લઈને જતી એકાદ ગોવાળણ ત્યાંથી નીકળે. રમતાં બાળકો પર મીઠી નજર નાખતી જાય, ને એ હાલી જાય. ઊભા રહી બે ઘડી બાળકોની રમત જોવાનું મન એનેય

થાય, પણ શું કરે? મોઢું કરે તો એનું દહીં ખાટું થઈ જાય!

ભાત લઈને ભતવારણ નીકળે. રમતાં બાળકોમાંનાં અરધાંપરધાંને એ ઓળખે. આ પેલો રહ્યો રાજકુમાર વર્ધમાન. ઓલ્યો નગરશેઠનો દીકરો દામોદર, પેલો રહ્યો તે ગામમુખીનો શંકુ ને પેલો વિશાખ લુહારનો જંબૂ.

ભતવારણની ખોઈમાં માર્ગે વીણેલાં ઝીણાં બોર ભર્યાં છે! જંબૂને બોલાવી એની ખોઈ બોરથી ભરી દે છે, ને ભતવારણ ચાલી જાય છે. કારણ કે એનો ભાત ઠંડો થતો હોય છે

જંબૂ સરખે ભાગે સહુને બોર વહેંચી દે છે! બાળબોરની લહેજત માણતાં જાય, ને રમત રમતાં જાય છે.

જેનો દાવ, આવે એ ઘોડી થાય!
બીજા એ ઘોડી પર બે હાથ મૂકી ઠેકે!
ઠેકતાં ઠેક ચૂકે એ ઘોડી થાય!

કોણ મોટું ને કોણ નાનું—એ રમતમાં જોવાય નહિ કોણ ક્યાંનો, ને કોણ ક્યાંનો, એ પુછાય નહિ! રમ સહુની! દાવ આપે એ દોસ્ત! દાવ ન આપે એની કટ્ટા

રમત એવી કે રસ્તે જતાંને જોવાની મોજ મળે. એ વટેમાર્ગુ આવ્યો, ને બાળકો ભેગો ભળી ગયો. રમત રમત. નાના–મોટાનો ભેદ ત્યાં ઝટ પરખાય નહિ. ન આવનાર ઘોડી થઈને ઊભો.

'અલ્યા આ તો સરસ ઘોડી!' એક બાળકે કહ્યું.
'અલ્યા, કેવી મજબૂત ઘોડી,' બીજાએ બૂમ પાડી.

'અલ્યા આ તો રૈવત ઘોડી. 'હાલે ચાલ રેવાલ!' ત્રીજાએ કહ્યું.

બાળકો ઘોડી પર ચઢવા લાગ્યાં, ને ઠેકવા લાગ્યાં. નવો આવનાર શરીર સંકોચીને નાની શી ઘોડી બની ગયો. ભારે મજાની ઘોડી!

વિશાખ લુહારનો જંબૂ કૂદ્યો.
રેવતી કાકીનો રેણુ કૂદ્યો.
નગરશેઠનો દામોદર કૂદ્યો.

રાજકુમાર વર્ધમાને પણ કૂદવા ઠેક લીધીઃ પણ પેલી ઘોડી તો સીધી ઝાડ થઈને ઊભી રહી! હત્તારીની, આ તે કેવી ઘોડી! વર્ધમાન એના ખભા પર, ને પેલો ટટ્ટાર ઊભો થઈ રહ્યો.

ઊંચો તે કેવો! જાણે તાડનો ત્રીજો ભાગ!

એણે માથું ધુણાવ્યું, ને મોટી જટા નીકળી આવી!

એણે આંખો ઊંચી કરી, ને જાણે આંખોને બદલે લાલઘૂમ અંગારા તગતગી રહ્યા!

એણે ઝીણી કિકિયારી કરી, ને જાણે રીંછે છીંકોટો નાખ્યો. બાળકોનાં હૈયાં બીકથી ફાટી રહ્યાં.

બાળકો નાઠાં, પૂંછડી દબાવીને બીકણ મસલું નાસે તેમ. કાળો કકળાટ મચી ગયો.

નાસતાં બાળકો દયા ખાવા લાગ્યાં:

અરેરે! બિચારા વર્ધમાનનો કાળ આવ્યો!

કાળ તે કેવો ?

એના નખ જોયા હોય તો પાવડા જેવા. એની રોમરાજિ જોઈ હોય તો રીંછ જેવી.

પગ જાણે થાંભલા જેવા. હાથીપગો. ખભો જોયો હોય તો ગેંડાની ઢાલ જેવો !

ખૂની વરુની જેમ એ આદમી ફરીને ઘૂરક્યો. અરે, કોક હિમ્મતવાળાં રહ્યાં સહ્યાં બાળકો ઊભાં હતાં તે પણ જાય નાઠાં. પાછું વળીને જુએ એ બીજા.

ભાગતાં જાય ને બોલતાં જાય: 'હાય રે ! આ તો અઘોરી નીકળ્યો. ઘોર કર્મનો કરનારો. જીવતાં માણસને ભૂંજીને ખાનારો. દુનિયામાં જે ખરાબ એ એનો ખોરાક. દુનિયામાં જે દુરાચરણ એ એનું આચરણ !'

અઘોરીએ વર્ધમાનને ખભા પર લીધો છે. બે હાથે એના બે પગ પકડ્યા છે, ને પડ્યો છે પોતાના પંથે ! દિશાઓ ખાલી છે. રસ્તા નિર્જન છે. કોઈ કહેતાં કોઈ નજરે ચઢતું નથી !

અરર ! બાળકનું આવી બન્યું ! અઘોરી એને લઈ જશે. દેવદેવીને પરશે ! જીવતો શેકી ખાશે. એને મિજબાની થશે, ને આપણા વહાલા વર્ધમાનનું મોત આવશે !

ખરાખરીની આ ઘડીએ પણ કુમાર વર્ધમાનનું મોં તો જુઓ. કેવો નફકરો બેઠો છે ! જાણે પાળેલા હાથીની કાંધ પર બેઠો ન હોય ? નથી એની આંખોમાં બીક, નથી શરીરમાં કંપારી ! નર-વાહનની સવારી કરી, જાણે કોઈ દેવ-કુમાર પૃથ્વી ઉપર આવ્યો હોય, એવો એનો રુઆબ છે !

ખરો બહાદર, ખરો ભાયડો આ તો!

વાઘ શિકારને લઈને જેમ બોડ તરફ જાય, એમ અઘોરી વર્ધમાનને ઉપાડી આગળ ચાલ્યો જાય છે. ઝરૂખે ચઢી દુનિયાને દેખતો હોય, એમ કુમાર થોડી વાર બધું જોઈ રહ્યો. વગડો નિર્જન છે. કોઈ કહેતાં કોઈ માણસ દેખાતું નથી! શિયાળવાં સંતાતાં ફરે છે: ને ગીધ હાડપિંજરો ડોલતાં ફરે છે.

જગ્યા એવી ભેંકાર છે, કે માણસ ફાટી મરે! પણ કુમાર વર્ધમાનને તો જાણે ઘર ને વગડો સરખાં છે. ધીરેથી એણે હાથ ઉપાડ્યો, મુક્કી વાળી, ને અઘોરીના મસ્તક પર દીધી!

બાળકની મુક્કીનો શો હિસાબ! જાણે લોઢાની દીવાલ ઉપર ગુલછડીનો ઘા! પણ અજબ જેવો આ કુમાર છે. ગજબ એનું બળ છે. નાનીશી મુક્કીએ અઘોરીને કંપાવી દીધો.

વર્ધમાને બીજી મુક્કી મારી! તોફાને ચડેલો હાથી જાણે અંકુશના ઘાએ વશ થઈ ગયો. અઘોરી ચીસ પાડી ઊઠ્યો. કહ્યું છે ને, નાનો પણ રાઈનો દાણો!

તરત જ ત્રીજી મુક્કીનો પ્રહાર થયો. પહાડ જાણે નમી પડ્યો. અઘોરીની રાડ ફાટી ગઈ. એ આ કુમારને ઉપરથી ફેંકી દેવા મથી રહ્યો. પણ ઊખડે એ બીજા.

કુમારે તો વળી બીજી મુક્કી મારી!

પણ આ મુક્કીએ તો અઘોરીનાં હાડેહાડ ખખડાવી નાખ્યાં.

અઘોરી બોલવા માંડ્યો : 'તારી ગૌ, વર્ધમાન! કહે તો ખડ ખાઉં, પણ ભલો થઈને હેઠો ઊતર!'

વર્ધમાન કહે : 'તો ચાલ, મને ઘેર મૂકી જા.'

અઘોરી કહે : 'ગામલોકો મારાં સોયે વર્ષ ત્યાં ને ત્યાં પૂરાં કરી નાખે!'

વર્ધમાન કહે : 'તારો વાળ પણ વાંકો નહિ થવા દઉં! ગાય થયો તો હવે ગાય થઈ જાણજે!'

અઘોરીનું મન નહોતું, પણ વર્ધમાનની મુક્કીનો એને ડર હતો. એ વર્ધમાનને ખભા પર લઈ નગર તરફ ચાલ્યો.

નગરમાં તો ખબર પડી છે, ને કાળો ભોકાસો બોલ્યો છે.

વર્ધમાન રાજાનો કુમાર છે એથી નહિ-પણ આમ જનતાને વહાલો છે: એથી બધા ઘરબાહાર શોધમાં નીકળી પડ્યા છે! કોઈના હાથમાં તીર છે, તો કોઈના હાથમાં તિરકમ છે. કોઈના હાથમાં ભાલો છે, તો કોઈના હાથમાં ભૂંગળ છે. કોઈના હાથમાં કિરપાણ છે, તો કોઈના હાથમાં સાંબેલું છે. કોઈના હાથમાં રાશ છે, તો કોઈના હાથમાં વેલણ છે.

વર્ધમાન તો સહુને આંખની કીકી જેવો વહાલો છે! સહુ મદદે દોડ્યાં છે! ત્યાં તો સામેથી અઘોરી પર સવારી કરીને કુમાર આવતો દેખાયો. આકાશેથી જાણે દેવકુમાર ઊતરી આવ્યો!

લોકો બોલી ઊઠ્યાં : 'અમારો વર્ધમાન કુશળ હો!'

વર્ધમાને અઘોરીના ખભેથી કૂદકો માર્યો. ગામલોકોએ

એને પોતાની હથેળીમાં ઝીલી લીધો. માતા ત્રિશલાએ એને છાતીએ ચાંપ્યો. ભાઈ નંદીએ કપાળે ચૂમી ચોડી. પિતા સિદ્ધાર્થે એના કેશ સૂંઘ્યા. કાકા સુપાર્શ્વે કોટી કરી.

સહુની હૈયાવાટકડીમાં હર્ષ ન સમાય !

પછી તો લોકો ઊમટ્યા અધારીને મારવા !

વર્ધમાન દોડીને આડા ફર્યા. 'ખબરદાર! એને કોઈએ આંગળી અડાડી તો !'

'અરે! એ અધર્મીને જીવતો ગૂડી નાખવો જોઈએ' બધાએ કહ્યું.

વર્ધમાન કહે : 'ના, એને મરાય નહિ. પાપીને પાપનું ભાન થાય, એ જ એની સજા ! આપણે સજા કરનારા કોણ ? ક્ષમા આપો ને છોડી મૂકો !'

'અરે! કુમાર નાને મોંએ મોટી વાત કરે છે!' એકે કહ્યું.

'પણ હૈયા સોંસરવી ઊતરી જાય તેવી વાત કરે છે!' બીજાએ કહ્યું.

જતાં જતાં અધારીએ કહ્યું :

'હે વર્ધમાન ! મને સામાન્ય માનવી ન સમજતો. હું દૈવી શક્તિવાળો છું. તારી કસોટી કરવા આવ્યો હતો. મેં તને દેહથી વીર માન્યો હતો, પણ હૃદયથી તો તું મહા વીર છે ! તારો જય હો !'

અધારી અદૃશ્ય થઈ ગયો.

કુમાર વર્ધમાન તે દિવસથી મહાવીરને નામે પંકાયા.

# જેનુ ગામ ન કોણુ માબાપ



[૩]

---

**આ**જથી પચીસસો વર્ષ પહેલાંની આ વાત છે. આજે ચાલતો રાજા વિક્રમનો સંવત શરૂ થવાને ત્યારે, ઘણા વર્ષોની વાર હતી.

એ વખતે ભારતના નકશામાં અનેક રાજ્યો હતાં. કેટલાંક રાજ્યોમાં રાજા રાજ કરતો હતો. કેટલાંક રાજ્યોમાં જન-સંઘ ને મહાજનો રાજ ચલાવતાં હતાં.

એવું એક વિદેહનું રાજ હતું. રામાયણમાં આવતાં, સતી સીતામાતાના પિતા, જનક વિદેહી એક વાર અહીં રાજ ચલાવતા. ક્ષત્રિયોનો ધંધો લડવાનો. વિદેહના ક્ષત્રિયો લડતા ને સાથે ધર્મનો ને બ્રહ્મનો પણ ઊંડો વિચાર કરતા. તેઓ 'કમ્મે સૂરા સો ધમ્મે સૂરા' હતા. જેવા પરાક્રમી તેવા પંડિત!

આ વાત જૂની થઈ. જે વખતની આપણે વાત કરીએ છીએ, તે વખતે વિદેહમાં જનસંઘનું–ગણતંત્રનું રાજ હતું. ઘણાં માણસો થોડાં માણસોને ચૂંટતાં. એ થોડા માણસો ઘણા માણસોની વતી રાજ ચલાવતા. એ થોડા માણસો રાજા કહેવાતા. એની પાટનગરી વૈશાલી હતી. વૈશાલીને ઘણા વિશાલા પણ કહેતા. ગંડકી નદીને તીરે વસેલું હતું.

આ નગરી દેવોની નગરી જેવી સુંદર હતી. ત્યાં બેડોળ કે કદરૂપાં માણસો જન્મતાં જ નહિ. એ નગરનો નર દેવતા જેવો બળવાન ને દેખાવડો, ને નારી દેવી જેવી સુંદર ને સુડોળ હતી.

આ નગરીમાં ધનનો પાર નહોતો. ૭ હજાર હવેલી સોનાના કળશવાળી હતી, ૧૪ હજાર રૂપાના કળશવાળી હતી. આ તો કોટ્યાધિપતિની વાત થઈ. લખેપતિની હવેલી પર તાંબાના કળશ રહેતા. એનો તો સુમાર નહોતો. સુખી લોકો ચીનમાં બનેલાં રંગીન રેશમી વસ્ત્રો પહેરતાં. આભૂષણોનો તો પાર નહોતો. મણિમાણેક મઢ્યાં છત્ર માથે રાખી, સોના–રૂપાના રથમાં લોકો જા–આવ કરતા. દીન–દરિદ્રી ત્યાં ભાગ્યે જ દેખાતા.

હાથીની સવારી તો અહીં સામાન્ય હતી. સ્ત્રીઓ સોનાની પાલખીમાં બેસતી, રંગીન વસ્ત્રો પહેરતી. એના શરીર પર સોનાનો સુમાર નહોતો. એ બાજુ ઘટાદાર વૃક્ષોવાળી વૈશાલીની શેરીઓમાંથી જ્યારે આ સ્ત્રીઓ પસાર થતી ત્યારે દેવનગરીની શોભા પ્રગટતી. પુરુષો ઘોડે ચઢી, કમરે તલવાર લટકાવી, બાંધે

બાજુબંધ, ગળે કંઠો ને માથે મુગટ પહેરી નીકળતા, ત્યારે બે ઘડી જોવાનું મન થઈ જતું...

આ વૈશાલી નગરીનો ભારે વિસ્તાર હતો. અનેક પરાં હતાં. એમાં બે પરાં જાણીતાં હતાં. એક કુંડગ્રામ ને બીજું વાણિજ્યગ્રામ. તેમાંય કુંડગ્રામ એના નાગરિકોની સુશીલતાને લીધે પંકાયેલું હતું.

આ કુંડગ્રામમાં ઉત્તર–દક્ષિણ બે વિભાગ હતા. ઉત્તર વિભાગમાં મોટે ભાગે ક્ષત્રિયો રહેતા. એથી એ ક્ષત્રિય કુંડગ્રામ તરીકે ઓળખાતુ. દક્ષિણમાં મોટે ભાગે બ્રાહ્મણો રહેતા. એથી એ બ્રાહ્મણ કુંડગ્રામ તરીકે પંકાતું.

કહેવાતું કે વૈશાલીમાં એક લાખ ને અડસઠ હજાર રાજાઓ હતા. ઘણા આગળ વધીને કહેતા, કે વૈશાલીનો દરેક જણ પોતાને રાજા–રાજકર્તા ગણતો. અર્થાત્ દરેક પોતાને રાજ્યનું અંગ ગણતો. આ બધા રાજાઓમાં–આગેવાનોમાં મુખ્ય આગેવાન રાજા ચેટક હતો. એનું બિરુદ જિતશત્રુ હતું.

રાજા ચેટક પ્રજાની પસંદગી પામેલો મહાપુરુષ હતો. એના બળની બધે બોલબાલા હતી. એના ગુણની બધે પ્રખ્યાતિ હતી. રાજા ચેટકને એક બહેન હતી. ગુણમાં ચંદ્ર જેવી, રૂપમાં સૂરજ જેવી. એનું નામ ત્રિશલા દેવી!

રાજા ચેટકે એને ક્ષત્રિય કુંડગ્રામના એક સદ્ગુણી ક્ષત્રિય સાથે પરણાવી હતી. એ ક્ષત્રિયનું નામ રાય સિદ્ધાર્થ!

રાય સિદ્ધાર્થમા નામ પ્રમાણે ગુણ હતા ! હતા તો ક્ષત્રિય, પણ અહિંસા ને સત્યમા માનનારા હતા એ વખતના ક્ષત્રિયોની જેમ રણક્ષેત્ર ને ધર્મક્ષેત્ર બનેમા તેઓ કુશળ હતા

આ કારણે તેઓ બસો વર્ષ પહેલા થઈ ગયેલા અહિંસા ને સત્યના અવતાર શ્રી પાર્શ્વનાથમા આસ્થા ધગવતા હતા એમનો અહિંસાપ્રધાન ધર્મ તેઓ પાળતા હતા



एक्को हु धम्मो नरदेव ! ताणं
એક ધર્મ જ તરણોપાય છે
—[illegible]



[૪]

## ચૌદ સ્વપ્ન

એવા છે રાય સિદ્ધાર્થ !

એવાં છે સતી રાણી ત્રિશલા !

એવા છે કુમાર નંદી !

એવાં છે કુમારી સુદર્શના !

બધી વાતે લીલા લહેર છે. ધન, ધાન્ય, પુત્ર, પુત્રી : વસ્તારની કે વસ્તુની કોઈ વાતે અછત નથી.

મહુ કુળધર્મ પાળે છે ને જીવનધર્મ આચરે છે. શાંતિ એમની છે. દયા એમની છે. પુરુષાર્થ એમનો છે. પરોપકાર એમનો છે.

ધર્મપાલનમાં એ ફૂલ જેવાં કોમળ છે.

અધર્મ સામે વજ્ર જેવાં નીડર છે.

ગોકુળ એ વખતનું ધન છે. ગોધણુ સાચું ધન છે. એનો ઉત્સવ ઉજવાય છે. ખીર, ખાજાં ખવાય છે. દૂધ-દહીંની નદીઓ રેલાય છે !

એવા પવિત્ર પર્વ દિવસની એક રાત છે.

બે પહોર વીત્યા છે.

ગૌપૂજા ને ગૌસેવા કરીને રાજા-રાણી સૂતાં છે. એવે વખતે ત્રિશલા દેવીને સુંદર સ્વપ્ન આવે છે ! એક-બે નહિ, પણ પૂરાં ચૌદ સ્વપ્ન આવે છે !

ધોળો હાથી ને સફેદ બળદ,

વનનો રાજા કેસરી સિંહ,

રૂપાળાં લક્ષ્મીદેવી ને ફુલ્લ-પ્રફુલ્લ પુષ્પમાળા,

ઝગમગતા ચંદ્ર ને સૂરજની જોડ,

ફરફરતી ધજા ને રૂપાનો મંગલકળશ,

સરોવરમાં શ્રેષ્ઠ એવું પદ્મસરોવર,

સાગરમાં સર્વોત્તમ એવો ક્ષીરસાગર,

આકાશે શોભતું દેવવિમાન,

રત્નનો રાશિ ને અગ્નિની જ્યોત—એમ ચૌદ સ્વપ્ન રાણી નીરખે છે !

તેર સ્વપ્ન તો નીરખ્યાં, પણ કેસરી સિંહે તો જાણે મુખવાટે એમના ઉદરમાં પ્રવેશ કર્યો.

આવાં સપનાં નીરખી રાણી જાગ્યાં.



ચૌદ સ્વપ્ન જોતાં રાણી ત્રિશલા.

જાગીને રાજાને જગાડ્યા.

સપનાંની વાત કરી.

રાય સિદ્ધાર્થ કહે : 'રાણી ! તમે રત્નગર્ભા છો. નક્કી તમારે પેટ કોઈ મહાન આત્મા અવતાર ધરશે, આપણી ઇકોતેર પેઢી તારશે. બોલાવો જોષીઓને ! સપનાંનો અર્થ વિગતે જાણીએ.'

જોષીઓને તેડાવ્યા. એ વખતના રાજા વિદ્યાવંતોને ભારે આદરમાન આપતા. જ્યોતિષીમંડળ માટે ખાસ ભૂમિ પસંદ કરી. છાણથી લીંપાવી; સુગંધી જળથી સીંચી. ખડીથી ધોળી. માંડલાં (રંગોળી) પૂર્યાં. ધૂપઘટા પ્રસરાવી.

આઠ ભદ્રાસન મુકાવ્યાં. નિમિત્તશાસ્ત્રનાં આઠ અંગ. એ આઠ અંગના જાણકાર માટે આઠ ભદ્રાસન. વળી બે સિંહાસન મુકાવ્યાં. એક રાય સિદ્ધાર્થ માટે. બીજું રાણી ત્રિશલા માટે. આડા પડદા બાંધ્યા. એના પર હાથી, ચમરી. ગાય, સિંહ, વાઘ ને અષ્ટાપદનાં ચિત્રો ચીતર્યાં.

જોષીઓ આવ્યા.

મોટા મોટા જોષીઓએ મોટાં મોટાં ટીપણાં કાઢ્યાં ! આકાશના ગ્રહ, નક્ષત્ર ને તારાઓને ઘડી-વારમાં પોતાની પાટીમાં ઉતાર્યા. પાટીનું આકાશ બનાવી, થોડી વાર એમને અહીંથી તહીં હેરવ્યા-ફેરવ્યા. કંઈક ગણ્યું આંગળીને વેઢે, ને પછી મોટી પાઘડીઓ ડોલાવતા બોલ્યા :

'રાણીજી ! અમકુલ મંડણ ને તુમ કુલદીવો—વિદ્યામાં

બ્રાહ્મણ ને પરાક્રમમાં ક્ષત્રિય—એવો એક આત્મા અવતરવાની આ આગાહી છે! સુપન શાસ્ત્રમાં ૭૨ પ્રકારનાં સ્વપ્ન કહ્યાં છે. એમાં ૪૨ મધ્યમ છે. ૩૦ ઉત્તમ છે. ને એ ત્રીસમાં પણ ચૌદ સર્વોત્તમ કહ્યાં છે. સ્વપ્ન આવવાના પણ નવ પ્રકાર છે. એમાં છ પ્રકારે આવેલાં સ્વપ્ન નકામાં હોય છે. ત્રણ પ્રકારે આવેલાં સ્વપ્ન સાચાં હોય છે. ક્ષત્રિયાણી માતાને જે સ્વપ્ન લાધ્યાં, તે કાં ધર્મચક્રવર્તી કાં રાજચક્રવર્તીની માતાને આવે છે!

'જરા સારી રીતે પંડિતની ભાષામાં કહીએ તો,

'તમારે ત્યાં ધર્મની ધજા સમોવડો,

'કુળમાં દીપક સમો,

'સદ્‌ગુણોમાં મુગટ સમાન

'કીર્તિમાં કુમકુમ તિલક સમાન

'ને જીવો માટે ગ્રીષ્મ ઋતુમાં વૃક્ષની છાયા સમો

'પુત્ર જન્મશે.'

રાય સિદ્ધાર્થ ને રાણી ત્રિશલા આ સાંભળી ખુશી ખુશી થઈ ગયાં. એમાંય ત્રિશલા રાણીનું હૈયુ વરસાદથી કદંબ વૃક્ષ ખીલે એમ ખીલી ઊઠ્યું. સાડા ત્રણ કરોડ રોમરાય હર્ષથી ખડી થઈ ગઈ. માતાનો પ્રેમ છે ને!

રાજા બોલ્યા: 'આ તો ચૌદ સ્વપ્નોનું તમે સમગ્ર રીતે ફળ કહ્યું. છૂટાં છૂટાં સ્વપ્નોનો અર્થ કંઈ હશે ખરો?'

જોશીડા મોં મલકાવતા બોલ્યા:

'અવશ્ય, દરેક સ્વપ્નનો આગવો પણ અર્થ છે.'

રાણી બોલ્યાં: 'અમને એ સાંભળવું, પુત્રજન્મ જેટલું જ પ્યારું લાગશે.'

વડા જોશી કહે: 'તો સાંભળો.

૧. આ જમાનાના મહાન પુરુષોમાં પણ મહાન અને બળવાનોમાં પણ બળવંત એ બનશે. સફેદ હસ્તીનું સ્વપ્ન એ સૂચવે છે.

૨. પૃથ્વી પર ધર્મનો રથ અધર્મના કાદવમાં ખૂંપી ગયો છે. આપનો પુત્ર એ કાદવમાંથી ધર્મના રથને કાઢનાર ધર્મધોરી બનશે. વૃષભનું સ્વપ્ન એ સૂચવે છે.

૩. વનમાં સિંહ ઘણા હોય છે. પણ કેસરી સિંહ તો એક જ હોય છે. નીડરતા, વીરતા ને ઉદારતામાં તમારો પુત્ર એક ને અજોડ હશે.

૪. જગતના લક્ષ્મીવંતો એના ચરણકિંકર બનશે, એમ લક્ષ્મીદેવીનું સ્વપ્ન સૂચવે છે.

૫. સંસારમાં સહુના હૈયાનો એ હાર બનશે.

૬. એની કાંતિ શીતલ અને વદન ચંદ્ર જેવું હશે.

૭. અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર અને જ્ઞાનરૂપી પ્રકાશ ફેલાવનાર સૂરજ જેવો એ તેજસ્વી થશે.

૮. તમારા કુળમાં એ ધ્વજ સમાન બનશે.

૯. કળશનું સ્વપ્ન એનામાં સર્વ સંપત્તિઓ, સમસ્ત શક્તિઓ ને સંપૂર્ણ લબ્ધિઓનો વાસો બતાવે છે.

૧૦. સંસારમાં તળાવને કાંઠે બેસીને તરસ્યા રહેલા ને મખમલી છત્રપલંગ પર આરામ કરવા છતાં થાકેલા લોકોના મન–તનના તાપ દૂર કરનાર સરોવર જેવો એ બનશે.

૧૧. ગહન છતાં પાસે જવું ગમે એવા ક્ષીરસાગર સમો એ બનશે.

૧૨. દેવોનું વિમાન એ બતાવે છે કે એની કીર્તિ ઊંચે ઊંચે દેવભુવન સુધી જશે. દેવોને પણ વંદ્ય બનશે.

૧૩. રત્નોની ખાણ એને માટે ગુણરત્નની ખાણ બતાવે છે.

૧૪. અગ્નિની જ્યોત એ આત્મજ્યોતિનો ભાવ દર્શાવે છે.

'હે રાજાજી! હે રાણીજી! તમારે ત્યાં આમ સર્વગુણથી સંપન્ન લોકનાયકનો જન્મ થશે. નવે ખંડમાં એનું નામ પ્રખ્યાત થશે!'

રાજા ને રાણી આ સાંભળી ખુશી થયાં. જોશીઓને ભારે સરપાવ આપી વિદાય કર્યા.



समयाए समणो होइ ।
સાધુને સમત્વ હોય.
—ઉત્તરાધ્યયન

[૫]



## માતૃદેવો ભવ

રાણી ત્રિશલાની કૂખમાં વર્ધમાન છે: જાણે રત્નાકરના પેટમાં લાખેણું મોતી છે!

ભારે એનું જતન છે! ભારે એની ખેવના છે!

દિવસો ચાલ્યા જાય છે.

માતા ઓધાન ભરે છે! ગર્ભવતી માની આપદાઓનો પાર નથી. મનમાં ભાવા ઘણા થાય છે, પણ મોંએ કંઈ ચઢતું નથી. પેટમાં ખાડો છે, બત્રીસાં પક્વાન સામે છે, ને ખાવું ભાવતું નથી!

માતાનું મન છે ને? પેટના જણ્યાના કલ્યાણ માટે ન જાણે કેવી કેવી આપદા વેઠે છે. મા વાયુ કરનાર પદાર્થ ખાતી નથી, રખેને બાળક ખૂંધિયો થાય! અતિ પિત્ત કરનાર પદાર્થ ખાતી નથી, રખેને બાળક ટાલિયો થાય! અતિ કફ કરનાર પદાર્થ ખાતી નથી, રખેને બાળક કોઢિયો થાય! ન અતિ ગરમ જમે છે, ન અતિ ઠંડું. ખારું-ખાટું તો

છોડી જ દીધું છે. માને વળી જીભના ભાવા–અભાવા કેવા ? માતા ને મુનિ જીભના સ્વાદમાં ને જીવનના શીલમાં સરખાં.

મા દિવસે ઊંઘતી નથી, રખેને બાળક ઊંઘણશી જન્મે!

મા શાક–પાંદડું ખાતી નથી, રખેને બાળક શ્યામ જન્મે!

અણિયાળી આંખમાં મા અંજન આંજતી નથી; રખેને પુત્ર રતાંધળો થાય!

એ સદા આનંદમાં રહે છે, પારકાના ભલામાં ચિત્ત રાખે છે, સારી વાતો સાંભળે છે, સારી કથાઓ સુણે છે!

ન અતિ ખાય છે, ન ઉપવાસ કરે છે. પોતાની ભૂખની ચિંતા નથી, પણ પેટના બાળકને પોષણ ન મળે તો ?

આખું રાજકુટુંબ રાણીજીને જાળવે છે. રાજાજી પણ ફૂલની જેમ એમનું જતન કરે છે. રાજા–રાણી સાથે સભામાં જાય છે, સાથે વનવિહારે જાય છે.

રાજા ને રાણી સિંહાસને બેઠાં છે, ને ખેડૂત મંડળ આવે છે.

ખેડુ કહે છે : 'મહારાજ! કારણ કંઈ જણાતું નથી ને ખેતરમાં આ વખતે ધાન્ય સારું પાક્યું છે! કંઈ કારણ વગર જમીનમાં રસકસ વધ્યા છે.'

રાજાજી કહે છે : 'ખુશી થવા જેવું એ પ્રજાજનોના ભાગ્યમાં હશે, તો રાજરૂપી અવાડામાં આવશે.'

ગોકુળના માલિકો આવીને કહે છે: 'મહારાજ! કંઈ નવતર કારણ ઊભું થયું નથી, ને ગાયોનાં દૂધ વધ્યાં છે. ચરાણમાં ઘાસ વધ્યાં છે. નવાણે નીર વધ્યાં છે.'

વનપાળકો આવીને કહે છે: 'આંબા તો એના એ છે, પણ આ વરસે આંબે મોરનો સુમાર નથી. લીંબડે કોરનો સુમાર નથી. વેલીઓ ફૂલથી ને વૃક્ષો ફળથી લૂંબીઝૂંબી રહ્યાં છે.'

નાગરિકો કહે છે: 'આ વર્ષે ન જાણે કેમ, પણ સુખાકારી સારી છે. મૃત્યુ ઓછાં છે. અકાલ મૃત્યુ તો થતાં જ નથી! સહુ મંડળો, નિગમો ને શ્રેણીઓનાં મન ઉત્સાહમાં છે! અમને તો કોઈ અવનવા શુભ બનાવની આ આગાહી લાગે છે!'

રાજા કહે: 'બધું જ વધતું છે. જોશીઓએ કહ્યું તે પ્રમાણે કોઈ મહાન આત્માના આવવાની આ બધી આગાહીઓ છે. આપણે એનું નામ વર્ધમાન રાખશું.'

રાણી મોં મલકાવીને કહે છે: 'હા, હા, નામ તો વર્ધમાન જ રાખશું. મારો હર્ષ પણ દિન દિન વધતો રહે છે.'

- પેટમાં ગર્ભ ફરૂકરૂ થાય છે. માતાને તો ઘડી ઘડી અકળામણ થાય છે; પણ એય મીઠી મીઠી લાગે છે! ઘડી દુઃખથી વીલી પડી જાય, વળી ઘડીમાં હસવા લાગે!

એકાએક ગર્ભ ફરકતો બંધ થયો. માને અકળામણ એકદમ ઓછી થઈ ગઈ!

તનની અકળામણ ઓછી થઈ, પણ મનની અકળામણ એકાએક વધી ગઈ. મનમાં ધ્રાસકો પડ્યો કે શું મારા ગર્ભને કંઈ અમંગળ થયું કે ફરકર થતો બંધ પડ્યો!

માતાએ તો વિલાપ કરવા માંડયો! દૂર દૂર આંબાવાડિયામાં કોકિલ ટહુકતો હતો. એ કાનને કર્કશ લાગ્યો.

મલયાચલનો મંદ સુગંધી શીતળ પવન વાતો હતો. એ દેહને બાળતો લાગ્યો.

રાજાજી ઘણું સમજાવેઃ 'રે રાણી ત્રિશલાદેવી! એવાં તે શાં અસુખ તમને ઊપજ્યાં ?' પણ રાણીજીની આંખમાંથી આંસુ ન અટકે. આનંદને ઠેકાણે શોક પ્રસરી ગયો.

રાણી કહેઃ 'અરે, મારાં પૂર્વજન્મનાં પાપ ફૂટયાં, નહિ તો આવું બને ? આ ભવમાં તો મેં કોઈનું આંખમાથું દુખાડયું નથી, પણ પરભવમાં મેં વનને વિષે અગ્નિ લગાડ્યો હશે, કાં પંખીના માળા પાડ્યા હશે, કાં સરોવર ફોડ્યાં હશે, કાં તળાવનાં પાણી સૂકવ્યાં હશે. નહિ તો આમ બને ?'

રાણીજીનું મુખકમલ કરમાયેલું જોઈ રાજબાગનાં ફૂલ પણ કરમાવા લાગ્યાં. ચણ ચણતાં સૂડા-પોપટે મોંમાંથી ચણ કાઢી નાખી. આંગણાના મોર એમ ને એમ મોં ઢાળીને ઊભા રહી ગયા. અરેરે! ત્રિશલાદેવી જેવી માતા રડતી હોય, ત્યારે આપણાથી કેમ હસાય ? પશુઓ ચારો છોડી બેઠાં!

રાજમહેલમાં ચાલતાં નાટકો બંધ પડયાં. વીણામૃદંગ બાજતાં બંધ થઈ ગયાં!

ત્યાં તો—ન જાણે, આ બધી પરિસ્થિતિ પરખીને કે શું ?—ગર્ભ ફરકયો. ભર્યાં જળાશયમાં મત્સ્ય હાલે તેમ!

મા હસી પડી!

ત્યાંની દુનિયા પણ હસી પડી !

ગર્ભમાં રહેલા આત્માએ વિચાર્યું :

'માતાનો પુત્ર તરફ કેવો અજબ પ્રેમ છે ! એમાં દુઃખ એને સુખ લાગે છે ! મૃત્યુ એને જીવન લાગે છે ! સંસારમાં માતાની સેવાથી મોટો કોઈ ધર્મ નથી ! માતાને સુખ ઊપજશે, તેમ હું કરીશ ! માતૃદેવો ભવ ! સંસારનો એ પહેલો પાઠ !'



सच्चस्स आणाए से उवट्ठिए मेहावी मारं तरइ ।

સત્યની આજ્ઞા ઉપર ઊભેલો બુદ્ધિશાળી મૃત્યુને તરી જાય છે

—આચારાંગસૂત્ર

[ ૬ ]



## જન્મ-મહોત્સવ

રૂડી ઋતુ ગ્રીષ્મ હતી. ચૈત્રનો મહિનો હતો.

શુક્લ પક્ષ હતો. ત્રયોદશીનો દિવસ હતો.

મધરાતનો પહોર હતો.

આમ્રતરુ પર આમ્રફળ લચી પડયાં હતાં.

કોકિલોએ રાત-દિવસ ભૂલી ટહુકા કરવા માંડયા હતા.

વૈશાલીના રાજબાગમાં બપૈયા ટહુકાર કરતા હતા.

એ વેળા ત્રિશલાદેવીએ પુત્રને જન્મ આપ્યો, —જાણે રત્નાકરે નકલંક મોતી આપ્યું.

શુકલા ત્રયોદશીનો ચંદ્ર આભમાં ઉજાશ ઢોળતો હતો,

પણ જાણે ચંદ્રની ચાંદની અને ચંદનના વિલેપનથીય વધુ શીતળતા પૃથ્વી પર વ્યાપી રહી. વનસ્પતિઓમાં જાણે પીયૂષ વરસ્યાં. અંતરમાં જાણે આપોઆપ અજવાળાં પ્રગટ્યાં!

જગતમાં આવા પ્રસંગે સહુથી પહેલો જાગનારો કવિ! કવિ વધામણી ખાતો કહે છે:

"સખી ! આજ અનોપમ દિવાળી !
પ્રભુ મુખકમળે અમરી ભમરી,
રાસ રમંતી લટકાળી;
સખી ! આજ અનોપમ દિવાળી.
પ્રભુમાતા ! તું જગતની માતા,
જગદીપકની ધરનારી;
સખી આજ અનોપમ દિવાળી !"

કવિ કહે છે: આવા આત્માના જન્મનો આનંદ પૃથ્વી પર તો ઠીક, દુખિયારા નરકમાં પણ થયો, ને દેવોનો દેશ તો હલમલી ઊઠ્યો, રે મહામાનવનો જન્મ ક્યાંથી?

એક નહિ, પાંચ નહિ, પચીસ નહિ, પણ છપ્પન દિક્કુમારીઓ જન્મ ઉછરંગમાં ભાગ લેવા હાજર થઈ!

આઠ અધોલોકમાંથી આવી હતી: એમણે સુતિકાગૃહ સંભાળ્યું. ઊર્ધ્વલોકમાંથી આઠ આવી: એમણે સુગંધી જળ છાંટી પુષ્પ વેર્યાં. દક્ષિણ પર્વતની કુમારિકાઓએ કળશ લીધા. પૂર્વથી આવનારી કુમારિકાઓએ દર્પણ લીધાં. પશ્ચિમની કુમારિકાઓએ વીંઝણા વાયા. ઉત્તરથી આવનારીઓએ ચામર ઢાળ્યા! એમ જે આવી એ, બધી જન્મસંસ્કારમાં પડી ગઈ.



ઇંદ્રે માની ગોદમાંથી બાળ-પ્રભુને લીધા.

ત્રણ કદલીગૃહ ને ચાર ચોક રચ્યા. એકમાં બાળા-રાજાને સુગંધી તેલથી અભ્યંગ કર્યો. બીજામાં સ્નાન ને શરીર પ્રોછણુ કર્યું. એકમાં ગોશીર્ષ ચંદન ચર્ચ્યું. પછી એકમાં સિંહાસન પર મા-પુત્રને બેસાડ્યાં.

ને આ કાર્ય માટે આવનારી કુમારિકાઓએ નાટય, ગીત ને નૃત્ય આદર્યાં !

"સખી ! આજ અનોપમ દિવાળી !"

પ્રસંગ એવો છે કે કવિની કલ્પનાને પાંખો આવી છે ! એણે સ્વર્ગને નજર સામે સાકાર કર્યું છે.

રે! સ્વર્ગના રાજમાં ઠેઠ ઇંદ્રના દરબારનું સિંહાસન ડોલી ઊઠયું. ઇંદ્ર સાબદો ખડો થયો. એણે સુઘોષા ઘંટા વગડાવી. તાબડતોબ સવારી ઉપાડી.

અરે! પૃથ્વીને પાટલે મહાન આત્માએ જન્મ ધર્યો છે. એ ધર્મનાયકના, દેવોને પણ પૂજ્ય એવા એ મહામાનવના આપણે સેવકો છીએ. ચાલો, ચાલો, આપણે પણ આપણા જોગો સત્કાર–વિનય કરીએ !

દેવરાજ ઇંદ્રને શું ? એક હાકલ કરતાં ઇકોતેર હાજર! વાત વાતમાં મેરુશિખર પર અભિષેક–રચના રચાઈ ગઈ. હવે એ મહામાનવને લઈ આવો ! પણ માતાના ખોળામાંથી બાળકને લાવવો કઈ રીતે ? ભલેને દેવોનો દેવ હોય, પણ મા પોતાના નવજાત શિશુને એમ કોઈને ન ધીરે !

સભાન અવસ્થામાં, આંખ સામેથી પોતાના બાળને માતા પાસેથી કોણ લઈ શકયું છે કે આજે લઈ શકે ! પણ સ્વર્ગના સ્વામી પાસે અનેક યુક્તિઓ હતી. એમણે માતાને નીંદર આવી જાય એવો તાકટો રચ્યો. માની આંખ નિદ્રાભારથી ઢળી, કે બાળકને ગોદમાંથી લઈ લીધો.

હવે ભારે રંગ જામ્યો ! દેવરાજ ઈંદ્ર જાણે એકના પાંચ થઈ ગયા બધો લહાવો એને એકલાને લેવો'તો

જન્મ વખતે ત્યાં ૫૬ દિક્કુમારિકાઓ આવી હતી, તો જન્મોત્સવ માટે અહીં ૬૪ દેવરાજ ઇંદ્રો હાજર થયા

બાળકને અભિષેક કરવા પવિત્ર જલની ધારા કરવા માંડી

જલધારા તે કેવી ? જાણે ગંગના ધોધ જેવી આજના નાયગરાના ધોધ જેવી ઇંદ્રરાજને વિમાસણ થઈ આવી કે આ બાળપુષ્પ આ જળપ્રપાત જેવી જલધારા શે ખમશે ?

ઇંદ્રરાજની શંકાને પ્રત્યુત્તર આપતા હોય તેમ બાળ રાજાએ પગનો અંગૂઠો પર્વત પર ચાંપ્યો ! પૃથ્વી કંપી ઊઠી શિખરો ધ્રૂજી રહ્યા !

દેવો એકદમ નમ્ર થઈને ચરણમાં ઢળી પડયા, બોલ્યા

'અમે સામાન્ય દેવોએ આપ મહામાનવનો મહિમા ન જાણ્યો ! માફ કરો !'

કવિ તો કંઈ કંઈ કલ્પનાના ફુવારા ઉડાડે છે આપણે તો આટલેથી જ સંતોષ માનીએ !



गुणे हि साहु अगुण हि असाहु ।
ગુણથી સંત અવગુણથી અસંત.

[૭]



## લેખશાળામાં

કુમાર ચાંદીને ઘૂઘરે ને સોના-વાટકડીએ રમે છે. આમ રમતા જમતા વર્ધમાન મોટા થયા. મુખ તો પૂનમના ચાંદ જેવું! કપાળ અષ્ટમીના ચંદ્ર જેવું. વાળ અમાવાસ્યાની રાત જેવા. આંખો આકાશના તારલિયા જેવી. સોનેરી ગાલ પર ખંજન રમતાં, ને આંખમાં અંજન ઊભરાતાં.

ત્રિશલાનો નાનો કુંવર જાણે સહુના હૈયાનો હાર! એવું મીઠું મીઠું મલકે, કે આપોઆપ મનડું તેના ભણી ખેંચાય! વર્ધમાન કહીને બોલાવતાં સહુ અડધાં અડધાં થઈ જાય!

વર્ધમાન સરખેસરખા મિત્રોમાંય આગેવાન બન્યો. સાત વર્ષે તો એણે સાપને ઉપાડીને દૂર ફેંકી દીધો. પડકાર કર્યો કે બીક કેવી! જે બીએ એને સહુ બિવરાવે! આઠમે વર્ષે તો કસોટી કરવા આવેલા એક દૈવી શક્તિ ધરાવનાર અઘોરીને તોબા પોકરાવી. સહુને કહ્યું કે અઘોરી કે ઘોરી, દેવ કે શેતાન, માણસને કોઈ પહોંચી શકે નહિ! માણસમાં માણસાઈ હોય તો દેવ પણ દાસ થઈ રહે! એ અઘોરી એને મહાવીર નામ

આપી ગયો. લોકો કહેતાં કે એ સાપ સાપ નહોતો, ને અઘોરી અઘોરી નહોતો. પુણ્યવાન ને બળવાન લોકોના બળની પરીક્ષા કરવા આ રીતે દેવતાઓ પૃથ્વી પર આવે છે!

વર્ધમાન માતાપિતાના પૂજારી છે. માતાપિતા પણ પુત્રને હથેળીમાં રાખે છે. એમાં પણ માતા ત્રિશલાદેવીનો પ્રેમ કંઈ થવો છે! સહુ કહે કે સ્ત્રીઓ તો સંસારમાં ઘણી થઈ ને ઘણી થશે, પણ મહાવીરને જન્મ આપનારી ત્રિશલાદેવીથી હેઠ! દિશાઓ તો અનેક છે, પણ પૂર્વ દિશા કંઈ થવી છે! સૂરજને તો એ જ જન્મ આપી શકે ને!

યોગ્ય વખતે કુમાર વર્ધમાનને નિશાળે બેસાડચા. વાજતે ગાજતે હાથીએ ચઢી, કુંવર લેખશાળામાં આવ્યા, ઉપાધ્યાય પાસે ભણવા બેઠા. ઉપાધ્યાય કહે:

'માતૃદેવો ભવ!'

અરે! વર્ધમાન તો માના પેટમાંથી જ આ પાઠ શીખ્યા હતા. આમાં નવું શું શીખવાનું હતું!

આ વખતે એક વિદ્યા ને વયથી વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવ્યો. એ કુમાર વર્ધમાનને પ્રશ્ન પૂછવા માંડચો.

વર્ધમાને પણ એ વૃદ્ધ બ્રાહ્મણના પ્રશ્નોના કડકડાટ જવાબ આપવા માંડચા. સાચા અને સહી જવાબ.

સવાલ કંઈ સામાન્ય નહોતા:

વ્યાકરણ જેવા શાસ્ત્રના અઘરા અઘરા પ્રશ્નો હતા.

પણ કુમાર વર્ધમાને તો સાવ સરળ રીતે એના જવાબ આપ્યા ! એ જવાબોમાં જ આખું એક વ્યાકરણ સમાઈ જતું હતું. જેની પાસે કુદરતે આપેલો ભાષાનો વૈભવ હોય, વ્યાકરણ એની પાસે હાથ જોડતું જ ખડું હોય ને ! ભાષા આત્મા છે. વ્યાકરણ તો એને જાળવનાર ખોળિયું છે.!

લેખશાળાનો ઉપાધ્યાય શરમીંદો પડી ગયો. એને લાગ્યું કે આ જ્ઞાનમૂર્તિને જ્ઞાન આપવાનો યત્ન કરવો, એ પોતાની જાતની પોતે મશ્કરી કરવા બરાબર છે, સૂરજને બતાવવા નાનું કોડિયું ધરવા બરાબર છે. એણે એ પ્રશ્નોત્તરો પરથી જ એક આખું વ્યાકરણ રચી નાખ્યું ! એનું નામ રાખ્યું ' ઇંદ્ર વ્યાકરણ !'

લોકો કહેતા કે એ બ્રાહ્મણ બ્રાહ્મણ નહોતો, દેવરાજ ઇંદ્ર પોતે હતા. જે હોય તે. વાત એટલી કે એ ઉમરે પણ વર્ધમાન એટલા જ્ઞાની હતા, કે એમની પાસે ભલભલા ઝાંખા પડી જતા.

વર્ધમાન નિશાળેથી પાછા ફર્યા ! એમની હૈયાઉકલત આગળ બધી નિશાળો નિરર્થક નીવડી !

વર્ધમાન તો કોઠા–વિદ્યાવાળા હતા.

ફૂલ પર ભ્રમરને મધુ ચૂસતો જોતા, ને વિચારતા :

' બસ, માણસે સંસારમાં આ રીતે મધપૂડો રચવો જોઈએ. ફૂલને ઈજા ન પહોંચે, ને ભ્રમર ભૂખ્યો ન રહે !'

આવડો નાનો બાળક આટલા મોટા વિચાર કરે, એની

બધાને નવાઈ લાગતી. પણ સંસારના અનેક દીપોને ઝળહળાતા કરનારી જ્યોત હમેશાં સ્વરૂપમાં તો નાની જ હોય છે ને!

ગુરુ કહે: 'વાહ વાહ! વિદ્યા ભણવાનો ઉદ્દેશ તો આખરે સારા-નરસાનો વિવેક જ છે ને! જેની દરેક પળ વિચારની, વિવેકની, ઉત્સાહની હોય, એને નિશાળનાં બંધન નકામાં છે! વિદ્યા ગમે તેટલી મોટી હોય, પણ હૈયાઉકલતથી હેઠ છે.'



पुरिसा ! तुममेव तुमं मित्तं,
किं बहिया मित्तमिच्छसी ।

હે માનવી! તું જ તારો મિત્ર છે. બહાર મિત્રને કાં શોધે!

—આચારાંગ



# જેવો આપણો જીવ એવો બીજાનો

વર્ધમાનના દેહ પર જુવાની આવી છે! મૂછનો દોરો ફૂટું ફૂટું થઈ રહ્યો છે. બાહુમાં શક્તિ સમાતી નથી. અંતરમાં ઉત્સાહ માતો નથી! સુડોળ અંગ છે. સબળ દેહ છે. શરીરના સાંધા પરથી ઘોડા સાથે રથ ચાલ્યો જાય, તોય ગણતરી નથી! એવી થનગનતી જુવાની છે!

શરીર માત્ર બળવાન છે, એટલું જ નથી, પ્રમાણસુંદર પણ છે. વર્ણ તપાવેલા સુવર્ણ જેવો છે.

વહેલી પરોઢે એ ઊઠે છે, મલ્લશાળામાં જાય છે. દેહ તો ધર્મસાધન છે. એને કસવો સારો. નિત્યક્રિયા પતાવી વર્ધમાન શિલ્પશાળામાં જાય છે. ત્યાં વિવિધ શાસ્ત્ર, શસ્ત્ર ને શિલ્પની રમતો રમે છે. પછી ઘેર આવી ક્ષીરપાન કરે છે. પછી પાછા શિલ્પશાળામાં જાય છે, ને સરખેસરખા કુમારો સાથે રમતોમાં ચડે ચડે છે! પછી મધ્યાહ્ને કુમાર ભોજન લે છે.

એ પછી લાકડાના ઓશિકે મસ્તક મૂકી આરામ કરે છે. વૈશાલીના સુખી રાજકુમારો, જીવન સુંવાળું બની ન જાય એ માટે, આવા અનેક કઠોર નિયમો પાળે છે.

મધ્યાહ્ને ઘોડેસવાર બની વર્ધમાન વન–ઉપવનમાં ઘૂમે છે! શરીર પર પૂરાં શસ્ત્ર છે. પગમાં છબીલી ઘોડી છે. હરણાંના વેગને પણ આંખો પાડે તેવી, દેવવિમાન જેવી ઘોડી છે! દૂર હરિયાળાં મેદાનો પર નિર્દોષ હરણાં ચરે છે. ખેતરોને શેઢે સાબર ને નીલગાય વૃક્ષોની છાયામાં બેસી વાગોળે છે. પણ આ જુવાન ક્ષત્રિયના ભાથામાંથી તીર ખેંચાતું નથી! વર્ધમાનને ખેત, વન, ફૂલ, પક્ષી, નદી, પહાડ—બધાં સ્વજન સમાં ભાસે છે એમને વેલી પરથી ફૂલ ચૂંટવું પણ ગમતું નથી! એમને ફૂલ કેવળ ફૂલ નથી લાગતાં, મૂગા આત્માઓ ભાસે છે.

સહુ જોડીદારો તીર સાંધે છે, ત્યારે વર્ધમાન વિચારે છે:

કેવું સુંદર આ જગત છે! પોતપોતાની રીતે સહુ જીવનનું સુખ માણી રહ્યા છે. એ સુખી સૃષ્ટિમાં હત્યારું તીર *છોડી ઉલ્કાપાત કાં જગાવવો? જીવ તો સહુનો સરખો છે! જીવવું આપણને ગમે છે, તો એમને પણ ગમતુ જ હોય. સુખ આપણને ગમતું હોય, તો એમને પણ ગમે. મરવું આપણને ગમતુ ન હોય તો, એમને પણ ન જ ગમે! જીવન–મૃત્યુ ને સુખ–શાન્તિની બાબતોમાં પશુ ને માનવી—અરે! આ વૃક્ષ,

---

* एवं खु नाणिणो सारं, जं न हिंसइ किंचण ।
જ્ઞાની થવાનો સાર એ છે, કે એ કોઈને ન હણે
—સૂત્રકૃતાંગ

આ કીટક, આ ભ્રમર કે આ કીડી—સહુ સમાન! તો ભલે એ જીવે-સુખે જીવે! આપણું સુખ એવું ન હોવું જોઈએ, જે બીજાના સુખને બાધ કરે..

જગતને માપવાનો વર્ધમાનનો આ મોટામાં મોટો ગજ!

ખેતરો ને ઝરણાં પર સંધ્યા છવાય છે! ગગનના ઓવારે સારસોના ટોળાં ગાતાં ગાતાં ચાલ્યાં જાય છે. ક્ષત્રિય રાજપુત્રો એને તીરથી વીંધી આનંદ માણે છે. વર્ધમાન કહે છે:

'જે કોઈને જીવન આપી ન શકે, એ કોઈનું જીવન લઈ પણ ન શકે. હાથીને મારવામાં બહાદુરી નથી; એક કીડીને જીવતદાન આપવામાં જ શાબાશી છે. મરણ તો પ્રકૃતિ જ છે જીવમાત્રની! પછી મારવામાં મર્દાનગી શી!'

વૈશાલીના ગજસરોવર પર વર્ધમાન ઘૂમે છે, પ્રભાતી રંગો ને સંધ્યાના આસમાની પડદાની ઝાકમઝોળ નીરખે છે. સરોવરમાં માછલી રમે છે! છે એને કોઈ ઉપાધિ, આધિ કે વ્યાધિ!

કેવો જીવનનો આનંદ!

ત્યાં તો આકાશના અંતરાલમાં ઊડતો બગલો આવી એને ઉપાડી જાય છે.

રે! જીવનનો કેવો વિષાદ!

હૈયા ઉકલતવાળા વર્ધમાન વિચારે છે કે જીવન કેવું ક્ષણિક છે! ને જીવનમાં સુખ ને વિષાદ કેવાં એક જ સિક્કાની બે બાજુ જેવાં છે!

સરખી હેડીના મિત્રો સાગરની માછલીને પકડવા ગળ-કાંટા લઈને ઘૂમે છે. ક્ષત્રિયપુત્રો પારકાને પીડા પહોંચાડનારી રમતોના શોખીન છે. વર્ધમાનને એમાં રસ નથી! એ નિર્દોષ રમતોના રસિયા છે.

માછલી પકડનારા ઢગળબંધ મત્સ્ય પકડે છે; પણ વધુ મત્સ્ય મેળવવાનો લોભ એમને ઊંડા પાણીમાં ખેંચી જાય છે. ત્યાં એમના જેવા જ માંસશોખીન મગરમચ્છ ઘૂમે છે! મગરમચ્છના મોંમાં એમનો પગ સરે છે, ને ચીસાચીસ કરતા એ પાછા ભાગે છે!

વર્ધમાન વિચારે છે: વાહ રે જગત! આપણે બીજાને આપણા ફંદામાં ફસાવવા માગીએ છીએ, પણ આપણે પોતે ફસાવા તૈયાર નથી! બીજાને દુઃખ આપવું આપણને ગમે છે, પણ એ દુઃખનો પડછાયો પણ આપણને ગમતો નથી. ખુદ પોતાના મન સાથે જ આ કેવી છેતરપીંડી!

નગરમાં મોટા મોટા યજ્ઞો ચાલે છે, મોટા મોટા હોમહવન ને મોટી મોટી દાનદક્ષિણાઓ થાય છે. ધુમાડાથી ગામ ઢંકાઈ જાય છે. મંત્રોચ્ચારથી દિશાઓ બહેરી થઈ જાય છે! સહુ કહે છે કે આવા યજ્ઞ કર્યે સ્વર્ગ મળે!

યજ્ઞમાં બલિ આપ્યે સ્વર્ગ મળે.

દેવોનું મોં અગ્નિ છે. અગ્નિ વાટે દેવો બલિ લે છે, ને ખુશ થઈ યજ્ઞ કરનારને મનવાંછિત આપે છે!

બલિ માટે બકરાં, ઘેટાં, પાડાનો સુમાર નથી. રબારીના

દશ વાડા ભરાય એટલા જીવ અહીં છે. એ સહુને મારીને અગ્નિમાં હોમવાના! જેમ વધુ જીવ હોમાય એમ વધુ પુણ્ય!

આવા યજ્ઞો સહુ કરે છે. રાજા કરે છે, મહારાજા કરે છે; શ્રીમંત કરે છે, જેની પાસે ધન હોય એ સહુ કરે છે.

વર્ધમાન તો વિવેકસારવાળા છે. કોઠાવિદ્યાવાળા છે. ભણેલા તો ઘણી વાર ભૂલે, પણ એ તો ગણેલા પણ છે. એ વિચારે છે:

યજ્ઞ દરેકે કરવો જોઈએ. દરેકે બલિ ચઢાવવા જોઈએ —પણ એ બલિ તો માણસમાં છુપાયેલા પશુતત્ત્વનો બલિ હોય! આ રાંક પશુઓના બલિથી શું વળે! ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, મત્સર વગેરે કષાયોના ભાવો માણસને પશુ બનાવી દે છે: તેને યજ્ઞ કરીને હોમવા જોઈએ.

યજ્ઞ કરનાર નિર્મોહી, નિરહંકારી, શાન્ત ને સંયમી બનવો જોઈએ. પશુને હોમવાથી કંઈ ન વળે! સહુને જીવ વહાલો હોય છે, તેમ આ પશુઓને પણ હોય! બીજા જીવોનો વધ કરવાથી કદી પોતાનું ભલું ન થાય; ઊલટું એ તો પાપ છે. બીજાનાં લોહીથી પોતાનાં પાપ કદી ન ધોવાય. પોતે કરેલાં કર્મ પોતે જ ભોગવવાં જોઈએ.

શરદ ઋતુ આવે છે, રસ્તાઓ પ્રયાણ માટે અનુકૂલ થાય છે, ને ક્ષત્રિયો હથિયાર-પડિયાર બાંધી, જૂથ જમાવી, જુદ્ધે નીકળી પડે છે; જર માટે, જમીન માટે, સ્ત્રી માટે એવાં જુદ્ધ જમાવે છે, કે લોહીની નદીઓ વહે છે! એવાં જુદ્ધોમાં માણસ માણસ રહેતો નથી! કસાઈની જેમ એ અન્યને મારે

છે–કાપે છે! ને પોતે પણ ચોમાસાના ફૂદાની જેમ ગરે છે.

ક્ષત્રિયો કહે છે કે લડવાનો અમારો ધર્મ! લડતાં મરશું તો સ્વર્ગ મળશે; જીતશું તો શત્રુની સંપત્તિ, શત્રુનું રાજ ને શત્રુદેશની સુંદર સ્ત્રીઓ મળશે!

વર્ધમાન વિચારે છે:

અરે! આ લોકો એક જ વાત વિચારે કે જેવો આપણો જીવ છે, તેવો સહુનો છે; જેમ આપણને જીવવું ગમે છે, તેમ+ સહુને જીવવું ગમે છે, તો દુનિયાનો બેડો પાર થઈ જાય. આપણને કોઈ મારે–કાપે, આપણું કોઈ જબરજસ્તીથી પડાવી લે એ જેમ આપણને ગમતું નથી: એમ કોઈને પણ ન ગમે! આ લડાઈ તો સબળો નબળાને ખાય તેવી છે. નબળો સબળો થાય એટલે એ બીજા નબળાને ખાય, તેવી તેમાં રચના છે. મોટું માછલું નાનાને ખાય–તેવો આ ઘાટ છે! આમાં દુનિયામાં શાંતિ કયાંથી જન્મે?

બધે વર્ણના વાડા પથરાયા છે. ક્ષત્રિય હુંકાર કરીને કહે છે કે રાજ કરવાના અધિકારી અમે! તમ બ્રાહ્મણ, વૈશ્ય ને શૂદ્રને રાજ સાથે કંઈ લાગેવળગે નહિ!

બ્રાહ્મણ કહે છે, કે યજન–યાજન, પઠન–પાઠનના અધિકારી અમે, શાસ્ત્ર પર અમારો હક. તમે ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર એમાં શું સમજો?

---

+सव्वे जीवा वि इच्छन्ति, जीविउं न मरिज्जिउ ।
બધાં જીવોને જીવવું વહાલું છે મોત કોઈને વહાલું નથી.
—સૂત્રકૃતાંગ

વૈશ્ય વિચારે છે કે અમારે રાજ સાથે કંઈ નહિ, શાસ્ત્ર સાથે લાગેવળગે નહિ; કમાવું ને ધન ભેગું કરવું, એ અમારો ધર્મ !

શૂદ્રની તો કોઈ સ્થિતિ નથી ! સહુની સેવા કરવાનો, નગરબહાર રહેવાનો ને ગંદકીમાં સબડયા કરવાનો એનો ધર્મ !

અને આ ધર્મના ભાગ તો જુઓ ! સૌનો નોખો નોખો ધર્મ, પણ માનવનો ધર્મ એ કોઈનો નહિ !

વર્ધમાન વિચારે છે કે આ વાડા બધા ખોટા ! એકને જન્મ માત્રથી ઊંચો ને નીચો ગણવો, એમાં પણ હિંસા છે. માણસ પોતાનાં કર્મથી મોટો–નાનો લેખાવો જોઈએ.

જે સાચો શૂરવીર તે ક્ષત્રિય; પછી ભલે ગમે તે વર્ણનો હોય.

જે ભણે–ભણાવે તે બ્રાહ્મણ; પછી ભલે ગમે તે નાતનો હોય.

એમ જે વેપાર કરે તે વૈશ્ય.

જે સેવા કરે તે શૂદ્ર.

શૂદ્ર પણ ભણી શકે ને બ્રાહ્મણ થઈ શકે. ક્ષત્રિય પણ ભણીને બ્રહ્મપદ પામી શકે. પ્રયત્નની બલિહારી છે. પ્રયત્ન કરનારને કશુંય અપ્રાપ્ય નથી. માણસમાત્ર સમાન રહેવા જોઈએ ! સમત્વ એ જ ધર્મ.

સ્ત્રીઓની સ્થિતિ પણ એવી. પુરુષની એ દાસી ગણાય. એને સ્વતંત્રરીતે જીવવાનો કોઈ અધિકાર નહિ. શાસ્ત્ર એનાથી

વંચાય નહિ! પોતાના પગ પર ઊભા રહેવાય નહિ! બાલપણમાં બાપ જાળવે, યુવાનીમાં પતિ ને બુઢાપામાં પુત્ર! એનાથી સાધ્વી થઈને પણ ન રહેવાય!

વર્ધમાનને આ પણ ભારે અન્યાય લાગે છે! એમનો વિવેકદીપ જગતનાં આવાં અંધારાંને જોઈ વળે છે!

વર્ધમાનના દિલમાં લાગ્યા જ કરે છે, કે શક્તિ, બળ, તાકાત ભલે ગમે તેટલાં મોટાં હોય, પણ દયા અને પ્રેમથી વિશેષ મોટાં નથી. સંસારમાં પ્રેમ ને દયાનું સામ્રાજ્ય જમાવું, તો જ જીવતરનો કંઈક અર્થ સરે!

માણસ ગુલામીને બંધન ગણે છે, પોતે છૂટવા માગે છેઃ ને બીજાને બાંધવા માગે છે. આ કેમ બને? લેવાનો ને દેવાનો ગજ જુદો ન ચાલે. તમે પ્રેમ ચાહતા હો, તો તમે પ્રેમ આપો. તમે મુક્તિ ચાહતા હો, તો બીજાને મુક્તિ આપો.

આમ અંતરમાથી પોકારો આવ્યા કરે છે: પૃથ્વીને પ્રેરક બનવાના, સૂતેલાને જગાડવાના.



न वि मुडिएण समणो, न ओकारेण बभणो।
न मुणि रण्णवासेण, कुसचीरेण ण तावसो।

માથુ મૂંડાવાથી શ્રમણ થવાતું નથી,
ઓમકાર બોલવાથી બ્રાહ્મણ થવાતું નથી
અરણ્યમાં રહેવાથી મુનિ થવાતું નથી,
વલ્કલ પહેરવાથી તાપસ થવાતું નથી

બેઠાં બેઠાં તું તારે જે કરવું હોય, તે કર ને! મન ચંગા તો કથરોટમાં ગંગા.'

'મિત્રો! હું સગવડિયો ધર્મ પાળનાર નથી, મન એવું સુખશીલિયુ હોય છે, કે જરા કષ્ટ સહન કરવાનું આવે,. કે તર્ક ને દલીલોના કાંટા રસ્તામાં વેરવા શરૂ કરે. મારો રાહ નક્કી છે. તર્ક કે દલીલો કે છટકબારીઓને એમાં સ્થાન નથી.'

'વર્ધમાન! અરણ્યમાં આપણા માટે કંઈ કોઈ રાંધીને બેઠું હોતું નથી! ચામડાની આ ઝૂપડીમાં આગ લાગશે ત્યારે શું કરીશ? ભૂખતરસ શે વેઠાશે?'

'મિત્રો, તમને બહુને એક ભ્રમણા છે, કે ખાધાપીધા વિના કેમ જિવાય? મારે એ બતાવવું છે, કે ખાધાપીધા વિના જિવાય છે, સુખે જિવાય છે!'

'વર્ધમાન, તારા વિચારો ઊંચા છે. પણ રાજમહેલોમાં પોપેલું આ શરીર અરણ્યના ટાઢ-તડકા કેમ વેઠી શકશે?'

'મારે એ જ કરી બતાવવું છે. જીવનને માપવાનો મારો ગજ જુદો છે. હુ માનુ છું કે ભૂખ-તરસ, દુઃખ-દરિદ્રતાથી શરીરને જેટલુ તપાવીએ, એટલું એ તેજસ્વી થાય છે. માટીનો ઘડો નિંભાડાના શેક-તાપ પછી કેવો કાર્યક્ષમ બને છે!'

'વર્ધમાન! ત્યાં પગે ચાલવું પડશે, આપ-વીંછીનાં ડંખ ... પાસે સહવું પડશે. વાઘ-વરુ તારું સુકોમળ અંગ ખાવા આંટા-ફેરા માર્યા કરશે! અજાણી ભોમ, અપરિચિત ધરતી! આપણું કરીએ ... કોઈ નહિ ... ?

'મારા સાહસને કોઈ સંદેહ નડવાનો નથી. તમે સગવડને સુખ માનો છો; હું હાથે કરીને ઊભી કરેલી અગવડમાં સુખેથી જીવીશ. આત્માના ધર્મને ઉજાળવા હું મારા દેહને તપ ને સંયમની ભઠ્ઠીમાં શેકીશ. એ ભઠ્ઠીમાંથી એક એવું રસાયન શોધવા માગું છું, કે જે મારું અને જગતનું કલ્યાણ કરી શકે. એને પ્રાપ્ત કરનાર રંકને પણ, ચક્રવર્તીને અલભ્ય એવી શાંતિ ને સમૃદ્ધિ પ્રાપ્ત થાય.'

'ત્યાં માબાપ, ભાઈભાંડુ, મિત્ર–સ્વજન ક્યાંથી મળશે?'

'જે વસ્તુ ચલિત છે, એનો મોહ નિરર્થક છે. માબાપનું છત્ર સદાકાળ માથે રહેશે, એવી ખાતરી આપતા હો, તો હું વિચાર કરું. મિત્રો! જે નાશવંત છે, એની ચિંતા ન કરો! જે અમર છે, એની શોધ માટેનો મારો રાહ સરળ કરો! મિત્રદાવે મારી આટલી માગણી છે.'

આ પછી મિત્રો કંઈ ન બોલ્યા; માત્ર નમન કરીને ચાલી નીકળ્યા. માતા ત્રિશલા પાસે આવી, પોતાની હાર કબૂલ કરીને એ ઊભા રહ્યા, ને બોલ્યા:

'માતા! વર્ધમાન અન્ય રાજકુમારોની જેમ નાનીશી દુનિયાનો જીવ નથી! અમે એને તર્ક, દલીલ કે બીજા કોઈ ભયથી જીતી શક્યા નથી, બલ્કે અમારી હાર સહર્ષ કબૂલ કરીએ છીએ.'

'હું એના કલ્યાણમાર્ગને બરાબર પિછાણું છું. હું પણ એના માર્ગનો કંટક થવા માગતી નથી. છતાં ભાઈઓ! દુનિયાના સહુ દિલોમાં માતાનું દિલ વિચિત્ર છે!' ત્રિશલા

દેવીએ વર્ધમાનના મિત્રોને જવાબ દેતાં કહ્યું, 'હું એને તમારી જેમ તર્ક, દલીલ કે શબ્દજાળથી સમજાવવા નથી માગતી. માતાના હૈયાની ભાષાથી હું એનું અંતર પિગળાવવા ઇચ્છું છું.'

રાણી ત્રિશલા સીધેસીધાં પુત્ર પાસે પહોંચ્યાં. પુત્ર તો જોગીનું જીવન જીવે છે. એણે રાગમાં વિરાગની ભાવના ખડી કરી છે. માતાને જોતાં જ પુત્ર ઊભો થઈને માતાને ચરણે પડ્યો.

'મા, તને વંદું છું.'

માતાએ જુવાન પુત્રને નાના શિશુની જેમ પંપાળ્યો, બાથમાં લીધો, કેશ સૂંઘ્યા. અનેક પ્રકારની આળપંપાળ કરવા માંડી. પણ માતા કંઈ બોલતી નથી, બોલવા જાય છે પણ એનાથી બોલતું નથી. એનાં કમળદળ જેવાં લોચનોના છેડા ભીના બની જાય છે.

આ જોઈ વર્ધમાન વ્યાકુળ થઈ જાય છે, વિચારે છે: શું જનનીને મારાથી કંઈ સંતાપ થયો?

એ પૂછે છે: મા! મા! શું મારાથી કંઈ અપરાધ થયો?'

'બેટા! તું અને અપરાધ? ચંદન અને ઉષ્ણ? બને જ કેમ? પણ આજ બે વચન માગવા આવી છું. આપીશ?'

'માતા! આ સંપૂર્ણ જીવન જ તમારું હોય ત્યાં માગવાનું શું? ને આપવાનું શું?'

બે બાજઠ પર માદીકરો સામસામે બેઠાં.

'બેટા! વચન આપ, પછી કહું!'

'આપ્યું, મા!



'મા ! હું માતૃભક્ત મહાવીર છું.'

' વત્સ ! તારા પ્રેમમાં તો કોઈ વાતની ખામી નથી. તું ાતૃવત્સલ, પિતૃવત્સલ, બંધુવત્સલ, કુટુંબવત્સલ, કુળવત્સલ . સાથે સાથે હું એ પણ જાણું છું કે તું જગવત્સલ છે ! ગતના તમામ જીવો તરફ તને ભારે કરુણા ને પ્રેમ છે. ; એવી મા નથી, કે તને ઘરના ઘેરામાં પૂરી રાખવા માગું ! જગવત્સલ પુત્રની મા બની, જગજ્જનની બનવાની મને પણ હોંશ છે. પણ અમે માબાપ છીએ. અમારે તારી સાથે જળ-મીનની પ્રીત છે. ગમે તેવું માછલું જળ વિના જીવી ન શકે. અમે થોડા દહાડાનાં મહેમાન છીએ. એવું ન બને કે તું જા ને અમે ઝૂરી ઝૂરીને મરીએ. માટે બે વચન માગું છું !'

'મા ! તમારે વચન માગવાનું ન હોય; તમે તો આજ્ઞા આપો ! હું માતૃભક્ત મહાવીર છું !'

'બેટા! એક વચન એ કે તું લગ્ન કર! લીલી વેલ જોઈને અમે જઈએ.'

'આપ્યું!' વર્ધમાને લેશ પણ ખચકાયા વગર કહ્યું જાણે એણે મન સાથે અગાઉ નિર્ણય કરી લીધો ન હોય!

'બીજું વચન એ કે અમે જીવીએ ત્યાં સુધી તારે રાજત્યાગ ન કરવો! અમારી આંખ સામે રહેવું.'

'ભલે, એમ જ થશે મા! જળમાં કમળ રહે, એમ મને જીવતાં આવડે છે!'

'વત્સ! તારે માટે અનેક કહેણ આવ્યાં છે. પણ એમાં સર્વોત્તમ વસંતપુરના સમરવીર રાજાની પુત્રી યશોદાનું છે! રાજકુમારી યશોદા રૂપનો નિધિ છે, ગુણનો સાગર છે!'

'રાજકુમારી યશોદાને કહ્યું છે, ને કે આ તો માળાનું પરદેશી પંખી છે? ઊડવા લાગે ત્યારે અફસોસ ન કરે!'

'કુમારીને બધી વાત કહી છે. એણે કહ્યુ કે માતાજી! ચિંતા ન કરશો. સાથે ઉડાશે તો ઊડીશ, નહિ તો માળો સાચવીને બેસી રહીશ. હું તો પરાક્રમીનાં પગલાં પૂજનારી નારી છું!'

'તો માતાજી! તમારું મન રાજી રહે તેમ કરો! મારું પહેલું તીર્થ તમે છો!'



जहा पोम जले जाय, नोवलिप्पइ वारिणा ।
કમળ જળમા જન્મે છે, છતા જળથી લેપાતુ નથી
— ઉત્તરા'



[૧૦]

# ધન્ય યશોદા, તને !

ક્ષત્રિયકુંડગ્રામ એક વાર વાદ્ય
। ગીતથી ગુંજી ઊઠ્યું. ધોળ-મંગળ ગવાયાં. આંગણે
ગોળી પુરાઈ.

ટોડલે ટોડલે તોરણ બંધાયાં ને મંદિરે મંદિરે શંખ
કાયા. મણિ-માણેકના થંભ રોપાયા. મોતી–પરવાળાંની
ોરી રચાઈ.

વર્ધમાનકુમાર કુમારી યશોદા સાથે પરણી ઊતર્યા ! એમનું સુખી દાંપત્ય કેવડાની જેમ મહેકી રહ્યું, ને જાઈ-જૂઈની જેમ ખીલી ઊઠ્યું !

સંસારનો વેગવંત પ્રવાહ એકદમ આગળ ધપ્યે જતો

હતો. આંખ ઉઘાડીને બંધ કરીએ, એટલામાં તો વર્ષો વીત ગયાં! વર્ધમાન કુંવરને ત્યાં પારણું બંધાયું. પારણામાં નાગર વેલ જેવી દીકરી ઝૂલી રહી! પ્રિયદર્શના એનું નામ! એ દીકરી પણ મોટી થઈ, ને યોગ્ય ઉમરે જમાલિ નામના રાજકુંવર સાથે એને પરણાવી. સંસારનો ક્રમ છે ને? દીકરી ને ઘેર દીકરી પણ પારણે ઝૂલી રહી.

મહાવીરનો ગૃહસ્થાવાસ ધન્ય બની રહ્યો. માતાપિતા આ બધું ભરી આંખે જોઈ આનંદના ઝૂલે ઝૂલી રહ્યાં.

પણ માણસનું મન કોણ જાણી શક્યું છે! મહાવીર જળકમળનું—અંતરથી અળગું અને નિરાળું—જીવન જીવી રહ્યા હતા. બહારથી દુનિયાના રસમાં મસ્ત દેખાતા, છતાં અંતરથી સાવ અળગા હતા.

મહાવીરના દેહદ્વાર પર મુગ્ધ તરુણાવસ્થા આવીને ખડી છે, પણ એ તો સાવ નિષ્કંપ છે. વંટોળિયો નાનાં ઝાડવાંને મુઝાવે, પણ ઘેઘૂર વડલાને તો સ્પર્શીને જ ચાલ્યો જાય.

વર્ધમાનના મનમાં એક અજબ સિતારી સતત વાગ્યા રહેતી. ખાતાં–પીતાં, ઊઠતાં–બેસતાં, કોઈ પણ કામ કરતાં એમને ત્રણ વાતોના રણકાર સંભળાતા.

'હું કોણ છું?

'શું કરવા આવ્યો છું?

'મારે શું કરવાનું છે?'

ત્રણ જ્ઞાનના ધારક વર્ધમાન જુવાનીમાં જ જ્ઞાનવૃદ્ધ બની ગયા. શાસ્ત્રભાખ્યું સો વર્ષનું આયુષ ભોગવનારમાં

પણ આટલી તીવ્ર જ્ઞાનેષણા નહોતી જોવાતી.

એ વિચારે છેઃ નિહાળે છેઃ દિગ્દિગન્તમાં પડઘા પડે છેઃ શોકના, મોહના, વિલાપના ! યુદ્ધના, શોણિતની તૃષાના !

સુખ માટે ઝાંવા મારતું જગત દુઃખી દુઃખી છે: બહારથી સુખી લાગતા જીવ જેવો અંતરથી વલોપાતી જીવ કોઈ નથી. માણસ જાણે દંભ પર જીવે છે.

રાજા યુદ્ધમાં પડ્યો છે, અંતઃપુરમાં ગૂંથાયો છે. ષડ્યંત્રો એની માનવતાને ખાઈ ગયાં છે. છલપ્રપંચોએ એને માનવીના હૃદય ઉપર શ્રદ્ધા રહેવા દીધી નથી ! રાજા રક્ષક રહ્યો નથી, ભક્ષક બન્યો છે. એના બંને લોક બગડે છે.

યુદ્ધ તો અહીં જાણે સદાકાળનાં થઈ ગયાં છે. સીમાડાઓ સદા રક્તથી બધાવા લાગ્યા છે. એક રાજા બીજા રાજાનો દુશ્મન છે. માતા વસુંધરાના ખંડ ખંડ કરીને, જાણે વેપારીઓની જેમ, એનાં હાડમાંસ ત્રાજવે તોળવા બેઠા છે !

દેશનું, રાષ્ટ્રનું, પ્રાંતનું, કુળનું, સત્તાનું—એમ જાતજાતનું અભિમાન માનવ માટે શાપરૂપ બન્યું છે. અનાથ વિધવા ને નિરાધાર બાળકો ને અપંગોથી જગ આખું ઊભરાઈ રહ્યું છે.

સાચું સુખ ક્યાંય નથી ! દુઃખનો કોઈ સુમાર નથી.

માનવીને જીવનના અંત સુધી સંસાર રંગમાંથી છૂટવાનું ગમતું નથી. વૃદ્ધાવસ્થા આવીને ગરદનને પકડે છે ! વરુની જેમ છીંકોટા નાખતો લડવૈયો, ઘેટાની જેમ મૃત્યુ ભણી ખેંચાઈ જાય છે ! મૃત્યુ વખતની એ બહાદુરની કરુણ નિરાધાર ચીસો અનુકંપા જન્માવે છે.

પંડિતોએ વિદ્યાને વિવાદનું શસ્ત્ર બનાવ્યું છે. લડવૈયા દેહને હણે છે, તો આ પંડિતો માનસિક હત્યામાં મગ્ન બન્યા છે. એમને બીજો નાનો ને પોતે મોટા, બીજો નીચ ને પોતે ઉચ્ચ, એમ માણસને તોળાતોળ કર્યા વગર ચેન નથી! બીજા મૂર્ખ ને પોતે ડાહ્યા એમ આઘાત–પ્રત્યાઘાત વગર શાંતિ નથી!

પંડિતોએ વિદ્યાને વેપારની–આજીવિકાની ચીજ બનાવી છે. કલ્યાણની હેતુભૂત વિદ્યા; એ જ વિદ્યા એમના સર્વસ્વની હરનારી બની છે! આત્મસંપદાને લૂંટનારી બની છે!

વૈશ્ય ધનસંપદાનો સંગ્રહનારો, તોય એની ભૂખ કદી ભાંગી નથી. એ સદા અજંપામાં સૂએ છે, ને અજંપામાં જાગે છે! એનું મન એ છે, કે જગત આખાનું ધન, સુવર્ણ, પશુ, હું મેળવી લઉં. ચોરમાં અને એનામાં શાબ્દિક સિવાય વિશેષ ફેર રહ્યો નથી!

સ્ત્રી કામવાસનાની દાસી બની રહી છે. એ શણગાર સજે છે, પણ એના ચિત્તમાં આનંદ નથી. એ હસે છે, પણ એને મુક્ત હાસ્યની સ્વતંત્રતા પણ નથી. મુક્તિ એની નથી! શાસ્ત્ર એનાં નથી! ધર્મ એને નથી!

શૂદ્રોની તો કોઈ ગતિ નથી. કમોત એમની મુક્તિ છે. કુજીવન એમનો સંસાર છે. એઠવાડ એમનું ભોજન છે. હીનતા એમનું આભૂષણ છે!

શસ્ત્રો છે, ક્ષત્રિયો છે—છતાં સર્વત્ર ભય પ્રસરેલો છે.

વિદ્યા છે, પંડિતો છે—છતાં સર્વત્ર અજ્ઞાન ને પાપાચાર પ્રસરેલો છે.

'ધન છે, ધનિકો છે—છતાં એછતની અછત લાગ્યા કરે છે!

સ્ત્રી છે, ભોગ છે, વાસના છે—છતાં અતૃપ્તિ ઘરઘરની વાત બની છે.

વર્ધમાન વિચારે છે કે આ બધાં સુખનાં સાધનો છતાં દુઃખનાં નિમિત્ત બન્યાં છે!

એવું કયું દિવ્ય રસાયન શોધું કે આ બધામાં પરિવર્તન આવે! ત્યાં કોઈ રંક ન હોય, રાય ન હોય; ઉચ્ચ ન હોય, નીચ ન હોય. દુઃખી ન હોય, દરિદ્રી ન હોય. ગા વાળે એ ગોવાળ–એવો ઘાટ હોય. પ્રીતિનું એક મહાઝરણ સહુને પખાળતું વહેતું હોય.

એ શોધ એ મારા જીવનનો મહાન ઉદ્દેશ!

આ વિચારોમાં વર્ધમાનની નિદ્રા નિદ્રા નથી રહેતી, જાગૃતિ ને વિચારની પળો બની જાય છે! જગતની જે રાત્રિ, એ વર્ધમાનનો દિવસ બને છે!

વહાલસોયી પત્ની યશોદા ને પુત્રી પ્રિયદર્શના સાથે ફરતા–ફરતા વર્ધમાન ભર્યા જગતમાંથી જાણે એકાએક ખોવાઈ જાય છે! થોડી વારે એકદમ સાવધાન બની જાય છે, ને બોલે છે :

'સંસારના આ ઝંઝાવાતોમાં—
'ભય અને દ્વેષના દોષોથી જે નિવૃત્ત છે,
'એ જગતના સાચા મહાવીર છે!
'એ પોતાના વહાલસોયા જીવની જેમ
'અન્યનો જીવ અન્યને પણ વહાલો માને છે!

'આમ માની કોઈના પ્રાણનો નાશ કરતા નથી!'*

પતિની આવી વાતોને યશોદા સાંભળી રહે છે. સમજ નથી પડતી, પણ પતિના અજંપાને સમજે છે. એ સ્વામી હેતથી ઘણી વાર સમજાવે છે! નિદ્રા લેવા વીનવે છે! પણ રામ એના એ! હૃદયનો રંગ એમ કંઈ છૂટે! ઘડી પહે પોતાના મુક્ત હાસ્યથી રાજમહેલને કિલ્લોલિત કરન વર્ધમાન વળી કોઈ ઊંડી આંતરગુફામાં પ્રવેશી જાય છે!

યશોદા એમને ઢંઢોળે છે.

વર્ધમાન સાવધ થતા કહે છે:

'યશોદા! પાણી હોત તો રોકી લેત,
જુવાની રોકી રોકાતી નથી.
જરા ને મૃત્યુ એના દ્વાર પર ખડાં છે!
'આજે ખીલેલું ફૂલ કાલ સુધી નહિ રહે!
'સાંજના તડકાની જેમ,
'જિંદગી અસ્ત થતી જાય છે!
'જીવનને નિત્ય-વહેતું ઝરણુ ન માનતી!
'પર્વત પરથી સદા પ્રપાત પડતો નથી!
'હવાના ઝોકાની જેમ

* सव्वे जीवा वि इच्छन्ति, जीविऊं न मरिज्जिउं
બધા જીવો જીવવા ઇચ્છે છે. કોઈને મોત પસંદ નથી.



सव्वे अकन्तदुक्खाय, अओ सव्वे न हिंसया।
બધા જીવોને દુઃખ અપ્રિય છે, માટે કોઇએ એમને પીડા ન પહોંચાડવી

—ધ

'જિંદગી બે દિનની છે.
'યશોદા ! જે રાત વીતી ગઈ,
'એ હવે પાછી આવવાની નથી !
'વીતી ગયેલી રાતનો અફસોસ નકામો છે !
'પણ આવતી રાતની ચિંતા અનિવાર્ય છે.*
'અધર્મની રાત,
'એળે ગઈ સમજ !
'સુધર્મની રાત
'સફળ થઈ સમજ !'

વ્યાકુળ વર્ધમાનને નીરખી પતિપરાયણા યશોદા કહે છે :

'સ્વામી ! આકાશમાં લાખ તારાઓ છે, પણ પૃથ્વી પર તો ચંદ્રમાનો જ પ્રકાશ પથરાય છે. દુનિયા પુરુષોથી ભરેલી છે : પણ મારા આરાધ્યદેવ તો તમે એક જ છો. મારો ત્યાગ આપને સુખી કરી શકે, તો એ ત્યાગ મારો ધર્મ બનશે. સીતાએ રામને ભજ્યા, એમ હું તમને સદાકાળ ભજીશ.'

વર્ધમાનને સુશીલ પત્ની પર વહાલ છૂટે છે : એ પ્રેમભરી

---

जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तई ।
धम्मं च कुणमाणस्स, सफला जन्ति राइओ ॥
—ઉત્તરાધ્યયન



जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ ।
जाविंदिया न हायंति, ताव धम्मं समायरे ॥
—દશવૈકાલિક

આનીમાં બોલે છે:

'કોનો ત્યાગ? યશોદા!

'મમત્વનો–મારાપણાનો?

'મારાંનો ત્યાગ જરૂરી છે, એ કરતાંય

'મમત્વબુદ્ધિનો ત્યાગ વિશેષ જરૂરી માનું છું.*

'હું તારો હોઈને તારો નથી. સંસાર આપણો હોઈને આપણો નથી: એ બુદ્ધિ કલ્યાણ કરનારી છે.

'આવો માણસ સંસારમાં સાચો રાહ જોઈ શકે છે.'

વર્ધમાન વળી વિચારમગ્ન બની જાય છે. યશોદા મહાન પતિની મહાન ભૂમિકાને સમજનારી છે. પતિનાં સ્વપ્નોમાં એ રાચે છે. પતિના જેવી ગરુડપાંખે એ ઊડી શકતી નથી, છતાંય પૃથ્વી પર રહી રહી એ પતિને અનુસરવા મથે છે!

પતિ જમતા નથી. પત્ની જમતી નથી!

પતિ અંગરાગને અડતા નથી. પત્ની એને જોવા પણ ઇચ્છતી નથી!

પતિ રાજવૈભવથી વિમુખ રહે છે: યશોદા સાધ્વીભાવ સેવે છે! એ મહાન નારી આત્મવિલોપનનું વ્રત લઈ બેઠી છે.

વર્ધમાન પત્નીના પૂર્ણિમાના પૂર્ણ વિકસિત ચંદ્ર જેવા મુખને મ્લાન થયેલું જોઈ કહે છે:

'યશોદા!

---

* जे ममाइ अमइ जहाइ, से जहाइ ममाइँ मं।

જે મમત્વ ભાવનો ત્યાગ કરે છે, તે મમત્વનો પરિત્યાગ કરે છે.

—આચારાંગ

'સંસાર સમુદ્ર છે.
'શરીર નાવ છે. આત્મા નાવિક છે.
'મહર્ષિઓ સંસારને એ નાવથી તરે છે!
'એ નાવને સંભાળ!
'એ નાવિકને જગાડ!'*

યશોદા કહે છે: 'શું તમે જગતને મૃત્યુથી તારશો?'

વર્ધમાનકુમાર જવાબ વાળે છે:—

'જરૂર! મૃત્યુનો જ છેદ ઉડાવી દઈશ!
'ન રહેશે વાંસ, ન બજશે વાંસળી!
'અજ્ઞાની જીવો પળે પળે મરે છે!
'જ્ઞાની જીવો એક જ વાર મરે છે!×
'મેં મૃત્યુના મારણનો માર્ગ શોધ્યો છે!
'મૃત્યુ મરી ગયું, પછી કોણ મરશે?'

યશોદા કહે છે: 'એ શી રીતે થશે? મૃત્યુને કોણ ારી શક્યું છે?'

'મૃત્યુ ધર્મથી મરે છે!'

યશોદાનું મન તૃપ્તિ પામે છે. એ કહે છે: 'નાથ!

---

*सरीरमांहु नाव त्ति, जीवो युच्चइ नाविओ ।
शरीर नाव छे જીવ નાવિક છે —ઉત્તરાધ્યયન

×बालाण अकाम तु मरण असइं भवे ।
पंडियाण सकाम तु, उक्कोसेण सइं भवे ॥
બાલ-અજ્ઞાની જીવોનું વારંવાર મરણ થાય છે પંડિતોનું મરણ એક જ વાર થાય છે
—ઉત્તરાધ્યયન

તમારું સુખ જગતના સુખમાં છે. મારું સુખ તમારા સુખમાં છે !'

'યશોદા ! કેવી મહાન પત્ની તું છે! તારા સૌભાગ્ય કરતાં જગતના સૌભાગ્યની તને વધુ ખેવના છે. રે ! સંસાર કડવો વખ થઈ જાય, સંબંધ બધા ખાટા થઈ જાય, અંગ બંધાં ખોટાં પડી જાય, પછી સહુ સંસાર છોડે એવો હું નથી, હું તો સંસાર મીઠો હોય ત્યારે જ એને છોડવા માગું છું! અને તેય નાસીને, કે ભાગીને નહિ! પ્રાતઃકાલનો સૂર્ય આખો દિવસ પોતાનું કાર્ય પૂરું કરી જેમ સાંજે ચાલ્યો જાય છે: સંસાર એનો શોક ધરતું નથી: કારણ કે ફરી નવી આશા ને તેજ સાથે એ ઊગવા જાય છે! એમ હું જવા માગું છું.'

'જેમાં તમે રાજી, એમાં હું રાજી! મારું ભૌતિક સુખ જોઈને રાચું એવી હું પામર નારી નથી. હું મહાવીરની પત્ની છું, સ્વામી!'

'ધન્ય યશોદા, તને!'



अप्पा मित्तममित्त च, दुप्पट्ठिय सुप्पट्ठिय ।
સુમાર્ગે પર ચાલનારો આત્મા મિત્ર છે,
કુમાર્ગે પર ચાલનારો આત્મા શત્રુ છે.

—ઉત્તરાધ્યયન




[૧૧]

# ભરત જેવા ભા

એ દિવસોય વહી ગયા. નદીનું જળ, સમયનો પ્રવાહ ને માણુસનું આયુષ કયે દિવસે થંભ્યાં છે, કે આજ થંભે ! એ તો સતત વહ્યાં જ કરે છે, ને એ વહેણુ જગતને તાજું ને તાજું રાખે છે ! એ વખતના પરાક્રમી પુરુષો સાથરે સૂઈ દેહ ન તજતા. દેહની કાર્યશક્તિ અલ્પ થાય, હૈયાધારણુ ઘટી જાય, જીવનના બધા ધર્મ અદા થઈ જાય ત્યારે હાથે કરીને મોતની સજ્જા પાથરતાં.

કોઈ પ્રિયજન પ્રવાસે સંચરતો હોય તેમ, એ સહુની વિદાય માગતા, સહુની સાથે ખમતખમીયાં કરી લેતા, ને પછી અનશન કરી શાંતિપૂર્વક પ્રાણુત્યાગ કરતાં.

योगेनान्ते तनुत्यजयाम्। આ મૃત્યુ માંગલિક લેખાતું- શોકના શબ્દો ત્યાં બોલાતા નહિ. મિથ્યા માયાનાં ઘમ્મર- ાં ઘૂમતાં નહિ !

તમારું સુ

દિવસ ઉપર જે સહેલાઈથી સંધ્યા આવે, સંધ્યા પછી
કરતાં નેયત ક્રમથી પ્રભાત આવે–એવો આ જીવનક્રમ હતો.

કડવે આ જીવનક્રમને અનુસરીને રાજા સિદ્ધાર્થ ને રાણી ખોટાં લાએ એક દહાડો પ્રસ્થાનની સર્વ તૈયારીઓ કરી. તો સંરજનોની વિદાય લીધી, પુત્ર પુત્રીઓને અંતિમ ઉપદેશ નાસીન્યો, સહુને જગતનો આ અનિવાર્ય ભાવિક્રમ સમજાવ્યો, પોતાએ માટે શોક ન કરવા કહ્યું.

એ

ને પછી અનશન આદરી બેસી ગયાં! ન ખાવું, ન પીવું; માત્ર ઈષ્ટ નામનો ઉચ્ચાર કરવો. જય પ્રભુ પાર્શ્વ!

ઉષઃકાળે ખીલેલી બે સોનેરી વાદળીઓ, સૂર્યાગમે જેમ હવામાં અદશ્ય થાય, એમ એ મહાન દંપતી, પાછળ લીલી વાડી મૂકીને, કાળને વર્યાં! આંગણેથી પાળેલું પંખી ઊડી જાય, તો પણ દુઃખ થાય, પછી આ તો સુશીલ રાજા–રાણીનો સ્વર્ગવાસ હતો.

થોડાએક દિવસો શોકનિર્ગમનમાં વહી ગયા. રાજ્યકુળોમાં ઊઠતી બાદશાહી ને બેસતી બાદશાહી વચ્ચેનો કાળ કપરો હોય છે. અનેક પ્રકારની આશંકાઓથી વાતાવરણ સભર હોય છે.

પણ વર્ધમાન સંસારી સંબંધોની દૃષ્ટિએ ખૂબ ભાગ્યશાળી હતા. આદર્શ પિતા-માતા, પતિનિષ્ઠ પત્ની, ને રામને મળ્યા એવા–ભરત જેવા–ભાઈ નંદિવર્ધન એમને મળ્યા હતા! લોકો માનતા કે સંસારમાં દુઃખ હોય એ સાધુ થાય. જ્યું ાન-

દુઃખ શોધ્યું જડતું નહોતું. એવા ભાગ્યશાળીને સંસાર જવાનું કારણ શું?

પણ સ્થિતપ્રજ્ઞ વર્ધમાન આવઆવડાં મોટાં પ્રેમબંધનોમાં જકડાઈને પોતાના આદર્શથી જરાય ચલિત થાય તેવા નહોતા. રાગના સાગરમાં નિમગ્ન લાગતા કુમાર વર્ધમાનની નસેનસમાં વિરાગની સાધના હતી! સંસારના રંગ બધા કાચા હતા! લાગ્યા ને ધોવાયા!

માતાપિતાનું સ્નેહબંધન આજે છૂટયું! અઠ્ઠાવીસ વર્ષની વય થઈ! વર્ધમાન હવે પ્રસ્થાનની તૈયારીઓ કરવા લાગ્યા. કમળદળની કેદમાં રહેલો ભ્રમર હવે સ્વતંત્ર થવાની તૈયારીમાં લાગ્યો; ત્યાં ઉદાસ ને શોકવ્યાકુલ ચહેરે મોટાભાઈ નંદીવર્ધન આવ્યા. માથે મુગટ નથી, હાથમાં રાજદંડ નથી. અડવાણે પગે છે!

રાજકાજમાં ભૂંડામાં ભૂંડું વેર ભાઈ–ભાઈ વચ્ચે હોય છે! એક મિલકતના બે ભાગીદારો! એક ઓછો થાય તો બીજાને સદ્ભાગ્ય વરે! એક માર્ગથી હટી જાય તો બીજાને સિંહાસન વરે! એવી આ રાજ–સંસારની લીલા!

માયા દેખી જો મુનિવર ચળે, તો સુખ, વૈભવ ને લાલસાના દાસ રાજકુમારોની શી વિસાત!

એમાંય બીજા રાજકુમારો કરતાં ગણતંત્રના રાજકુમારો માટે તો જીવનવિકાસના સર્વ અવકાશો હતા. ત્યાં ગુણની પૂજા હતી, જન્મની નહિ. યોગ્યની ઇજ્જત હતી, અયોગ્યને સ્થાન નહોતું.

સહુ કહે છે: વર્ધમાન પણ એક દહાડો વૈશાલીના નવસો નવ્વાણું રાજાઓમાં અદકેરું સ્થાન પામશે. પવિત્ર પુષ્કરણીના જળનો મહાઅભિષેક એને મસ્તકે ચડશે! વળી વૈશાલીના રાજા ચેટકનો એ લાડકો ભાણેજ છે. એ સગપણ-સંબંધ દાવે પણ અનેક ગણી શકયતા એને માટે રહેલી છે!

મોટાભાઈ નંદીવર્ધન પણ અન્ય રજવાડાંઓમાં જેવા સુલક્ષ ન થાય, એવા ગુણવાળા વડીલ બંધુ છે. પોતે મોટા છે, પણ મોટાઈ નથી. વર્ધમાન નાના છે, પણ નાનાઈની ભાવના નથી. મોટાભાઈના એમના પર ચાર હાથ છે. નાનાભાઈને પૂછ્યા વિના પાણી પણ એ પીતા નથી! નાનોભાઈ શું કહે છે કે શું કહેશે!

પણ નાનાભાઈ તો હવે જુદી તૈયારી કરવા લાગ્યા છે. તે જોઈને મોટાભાઈએ કહ્યું:

'વર્ધમાન! આ રાજશાસન, રાજવૈભવ, ભોગવિલાસ બધાં તારાં છે આ રાજહકૂમત પણ તારી! બીજા આડાઅવળા વિચાર ન કરીશ.'

'મારું રાજ જુદું છે. વડીલ બંધુ! મારી રાજહકૂમત અનોખી છે. મારો રાજધર્મ ભિન્ન છે. મને રાજ રાજ વચ્ચેના સાંકડા સીમાડા નથી ગમતા!' વર્ધમાન જાણે કોઈ દિવ્ય સ્વપ્ન નીરખતા હોય, એવો ભાવ તેમના મુખ પર રમતો હતો.

'એ વિષે હું કંઈ જાણવા માગું તો?' મોટાભાઈએ ઓછા ઓછા થતાં કહ્યું.

'મારું રાજ પ્રેમ અને દયાનું છે. શક્તિ ત્યાં દાસી

છે, સામ્રાજ્ઞી નહિ.'

'અને રાજધર્મ ?'

'ક્ષમા અને ઉદારતાનો! ગમે તેવા પાપીને ત્યાં સજા નહિ, સત્કાર થાય છે. દિલ આપી દિલ જીતી લેવાનો એ નવો શાસનપ્રકાર છે.'

'અને રાજહકૂમત!'

'હકૂમત આખા વિશ્વ પર: મારા રાજમાં આ કીટ, પતંગ ને વૃક્ષ જ નહિ, પૃથ્વાની ધૂળ ને વેલીનું ફૂલ જ નહિઃ આંખે દેખાતાં ને ન દેખાતાં સર્વ જીવોનું રક્ષણ ને સંરક્ષણ છે!'

'તમારું શાસનસૂત્ર!'

'શાસનસૂત્ર એક જ! પારકાના માટે તજવાનું, પારકાના હિતમાં વર્તવાનું, પહેલું પારકાનું સુખ જોવાનું, એમાં જ પોતાનું સુખ જોવાનું! મારા ધર્મનગરના વાસીનો પહેલો એ નાગરિક ધર્મ!

'નિયમન એનાં!'

'નિયમન એ, કે સંસાર જેને વળગી રહેવામાં માનતો હોય, એને એણે છૂટાં મૂકવાં! અમારા નગરના વાસી સંસારની સંપત્તિનો સ્પર્શ નહિ કરે. સંસારમાં મારાનો ઝઘડો છે. 'મારા' માત્રનો ત્યાગ એ કરશે. સંસારને મહેલ માળિયાં ગમે છે, અમે અરણ્યને જગાડીશું. સંસારમાં ખાવાના ઝઘડા છે, અમે ભૂખના વૈભવ બતાવીશું. સંસારમાં ભોગના રોગ છે, અમે ત્યાગનાં તેજ વહાવીશું! સંસાર દુઃખથી ભાગે

છે અમે સામે પગે દુ ખને વધાવીશુ '

'આનાથી હાંસલ શુ કરશો?' મોટાભાઈને પણ આ અજબ સ્વપ્નદ્રષ્ટાના સ્વપ્નમા રસ પડ્યો હતો

'આત્મા અને દેહની ભિન્નતા ! આત્મ સાધ્ય છે, દેહ સાધન છે, એનો વિવેક અમારે દુનિયાને બતાવવુ છે કે તમે જેને પોતાનો માનો છો, એ તમારો નથી, જે તમારો છે, એને તમે પિછાણ્યો નથી!'

'તમારા રાજ્યમા ઈશ્વર હશે?

'આત્મા સો પરમાત્મા!'

'તમારા રાજ્યનો માનદંડ શુ હશે?'

'સહુ સમાન સહુ પ્રેમી સહુ આત્મવાન્, ન કોઈ ઊચ ને કોઈ નીચ કર્મથી નીચ, ઊચ્ચ થઈ શકે,* ઊચ્ચ એથી ઊચે જઈ શકે! જીવમાત્રને વિકાસની સમાન તક વિદ્યા ને ચારિત્રની જ મહત્તા'

'તમારા પ્રેમરાજ્યનુ અંતિમ સાધ્ય!'

'કર્મ માત્રનો નાશ! આત્મિકને અનંદનુ સામ્રાજ્ય! જન્મ ને મરણ–બનેનો નાશ!'

'તમને દુશ્મનો નહિ હોય?'

'મારા રાજ્યમા માણસ માણસનો દુશ્મન નહિ હોય,

---

कम्मुणा बम्भणो होइ कम्मुणा होइ खत्तिओ।
वइसो कम्मुणा होइ सुद्दो होइ कम्मुणा।

* કરણી તેવી ભરણી અર્થાત કર્મથી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર થ[illegible]ય છે
—ઉત્તરા[illegible] ૨૫

જીવ જીવનો દુશ્મન નહીં હોય. દુશ્મન માત્ર છ હશે! ક્રોધ; માન, માયા, લોભ...., રાગ અને દ્વેષ.'

'એ પ્રેમરાજ્યમાં પાપસ્થાનક હશે કે નહિ?'

'મારા રાજ્યમાં પાપનાં સ્થાન માત્ર ૧૮ હશે. હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, સંગ્રહ વગેરે.'

'તમારી ભાવના કેટલી?'

'ચાર: મૈત્રી, પ્રમોદ, કારુણ્ય ને મધ્યસ્થતા.'

'તમારા શાસન નગરના નાગરિકોનો ધર્મ?'

'જ્ઞાન મેળવવું. એ વિષે દર્શન (શ્રદ્ધા) મેળવવું. સંયમ સેવવો. તપ આચરવું. પરાક્રમ ફોરવવું. ઉપયોગ રાખવો–દરેક વાતમાં જાગ્રતિ રાખવી.'

'તમારા શાસનનાં મૂળભૂત સૂત્રો કયાં?'

'જ્ઞાન, દર્શન ને ચારિત્ર. આ સૂત્રત્રયી. જ્ઞાન વડે સાધક બધું જાણે. દર્શન વડે એની સત્યતાની ખાતરી કરે. ચારિત્ર–મન, વચન, કાયને નિયમનમાં રાખે.'

'ભાઈ! તારા આકાશી રાજ્યને હું વંદુ છું. હું પણ એનો નાગરિક થવા ઇચ્છું છુ. પણ મારી એક માગણી છે!'

'શી?'

'આવું અવનવું શાસન–નગર વસાવો, ત્યારે નાગરિક થવા વગર બોલાવ્યો ચાલ્યો આવીશ. પણ આજ તો, પ્રેમમૂર્તિ મોટાભે ઘા ઉપર મીઠું ન ભભરાવશો.'

નના રાજસાગ.કહેવાનો અર્થ ન સમજ્યો.'

'અર્થ એટલો જ કે માતા-પિતાના વિયોગનો ઘા હજી તાજો જ છે, એમાં તમે બંધુવિયોગ કરાવી, ઘામાં મીઠું ભભરાવશો મા!'

'મોટાભાઈ, તમારી ઇચ્છા એ મારે મન ધર્મ-આજ્ઞા છે!'

'તો બે વર્ષ વધુ સંસારમાં રહી જાઓ!'

'જેવી આજ્ઞા! મને સંસારનો ડર નથી, મન જ મુક્તિ કે બંધનનું કારણ છે. મારું મન તો આ માળો ક્યારનો મૂકી ચૂક્યું છે!'

ભરત જેવા ભાઈ નંદીવર્ધનની ઇચ્છાને માન આપી કુમાર વર્ધમાન બે વર્ષ વધુ સંસારમાં રહ્યા.

રાજમહેલમાં તપસ્વી આશ્રમનું વાતાવરણ પ્રસાર્યું-ભોગમાં ત્યાગનો મહિમા વિસ્તાર્યો.



अप्पाणमेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झाओ ।
પોતાના આત્માની સાથે યુદ્ધ કરો,
બહાર યુદ્ધ કર્યે શું વળે? —ઉત્તરા૦



[૧૨]

# સર્વસ્વનો ત્યાગ

ભોગકરમફળ રોગ તણી પેરે,
ભોગવે રોગ નિવારી;
પરવાળા પરે બાહ્ય રંગ ધરે,
પણ અંતર અવિકારી.

O

જીવનનાં જળ વળી એક વર્ષ પૂરતાં વહી ગયાં. મોટાભાઈને આપેલી અવધમાં અડધી અવધ તો વીતી ગઈ. વર્ધમાનને મન તો ઘર ને અરણ્ય સરખાં હતાં. એ રાજમહેલમાં ઝૂંપડીના ભાવા જગાડી રહ્યા હતા. મેવા-મીઠાઈને એક સાધુની માધુકરી સમજી આરોગી રહ્યા હતા. યોગપ્રેમી રાજકુળમાં ત્યાગનો પ્રેમ એ જગવી રહ્યા હતા.

મોટાભાઈ, પત્ની, પુત્રી, સ્નેહી-સ્વજનો હવે વર્ધમાનના રાજત્યાગની વાતને આંસુથી અંજલિ આપતાં નહોતાં.

આદર્શમૂર્તિના આદર્શને એ વંદતાં થયાં હતાં. તેઓ પણ વર્ધમાનના પ્રસ્થાનને પ્રેમ ને સ્નેહથી વધાવવા પોતાનાં હૈયાંને સ્વસ્થ કરી રહ્યાં હતાં.

આ વખતે ધર્મતીર્થના પરમ પૂજારી દેવર્ષિઓ વર્ધમાન પાસે આવ્યા. એ ધર્મતીર્થનાં ઘડિયાળાં બજાવનાર ચોકીદાર જેવા હતા. તેઓએ કહ્યું:

'આપનો જય હો!
'આપ ધર્મ પ્રવર્તાવો!
'આપ તીર્થ પ્રવર્તાવો!
'સંસાર પોતાના કલ્યાણ ને સુખ માટે,
'આપ તરફ અપેક્ષા રાખી રહ્યો છે.'

યોગીની દશાને વરેલા વર્ધમાનને જાગ્રત કરવા જેવું કંઈ હતું જ નહિ. ફક્ત મોટાભાઈને આપેલી અવધ પૂરી થવાની એ સ્વસ્થ ચિત્તે રાહ જોતા હતા.

વર્ધમાને વિચાર્યું કે સંન્યાસીને સર્વસ્વનો ત્યાગ અનિવાર્ય છે. સંસારમાં મારું કહેવાય તેવું કંઈ ન રહેવું જોઈએ. જેને પોતાનો દેહ પણ પોતાનો નથી, એને ધન, માલ, મિલકત કેવી રીતે પોતાની હોઈ શકે?

'સ્વ-માત્રનો ત્યાગ કરે તે સંન્યાસી!

'માથું મૂંડાવી લીધે કે જટા વધારી લીધે સંન્યાસી ન થવાય.'

વર્ધમાને રોજ પ્રાતઃકાલમાં એક પ્રહર સુધી દાન આપવા માંડ્યું. એક કરોડ સાઠ લાખ તો માત્ર સોનૈયા વહેંચવા માંડ્યા!

આમ સોનું ને રૂપું આપી દીધું.
આમ ધન-ધાન્ય વહેંચી દીધું.
આમ દાસ-દાસીના પરિવારને મુક્ત કર્યો.
રાજ્યથી ને રાષ્ટ્રથી તો પહેલેથી અળગા હતા.

પોતાનું સર્વસ્વ છાંડીને વર્ધમાન હળવા ફૂલ બની ગયા. હળવા ફૂલ બનવાની સાથે તેમની પ્રફુલ્લતા પણ વધી ગઈ!

ન જાણે બે વર્ષ બે દિવસની જેમ પૂરાં થઈ ગયાં, ને ગૃહત્યાગની મંગલ ઘડી આવી ઊભી!

ન ક્યાંય રુદન છે, ન ક્યાંય હાયકારા છે! પ્રસંગની ગંભીરતાને છાજે તેવાં સહુ ગંભીર છે!

વરસાદની ભરેલી વાદળી, જેમ જળ છાંટતી આકાશમાં આ પારથી પેલે પાર સરી જાય, તેમ વર્ધમાન એક પછી એક, સહુની વિદાય લેતા આગળ વધવા લાગ્યા!

મોટાભાઈને નમ્યા, બોલ્યા:
'ભાઈ! એક દિવસ સહુને જવાનું છે,
'આપણાં પૂજ્ય માત-પિતા ગયાં તેમ,
'હું જરા વહેલો જાઉં છું.
'જે આખરે છોડવાનું છે, તેને વહેલું છોડું છું.
'તેનું લેશમાત્ર દુઃખ ન ધરશો!'

મોટાભાઈ મોહી પુરુષ હતા, નાનોભાઈ જાણે એમને મોટોભાઈ લાગ્યો. મોટાઈ ઉંમરની ખોટી લાગી. જ્ઞાનની, બુદ્ધિની, ડહાપણની મોટાઈ એ સાચી મોટાઈ લાગી!

નંદીવર્ધન મસ્તક નમાવી રહ્યા; એમનાથી કંઈ બોલી ન શકાયું. વિવેકના શબ્દો પણ ન બોલાયા. શું બોલે? શબ્દો જ ખોવાઈ ગયા હતા ને!

પ્રિય યશોદા પાસે વર્ધમાન આવ્યા. પુત્રી પ્રિયદર્શના પણ ત્યાં જ ઊભી હતી. એનો પતિ રાજકુમાર જમાલિ પણ ત્યાં ઊભો હતો.

'યશોદા, પ્રિયદર્શના, રાજકુંવર જમાલિ,
'શરદઋતુની ચંચળ વાદળી જેવું
'આ જીવન છે!
'અસ્થિરને સ્થિર રાખવા આપણે ફાંવાં મારીએ છીએ,
'ને પરિણામે હૈયાશોક વહોરીએ છીએ.
'જીવનની દરેક અવસ્થા સાધકને ઉપયોગી છે! પ્રમાદમાં ન રહેશો. વર્તમાન કાળ સર્વથી વધુ ઉપયોગી છે.'

કુંવર જમાલિ આ વખતે રહી ન શક્યો. વર્ધમાન ઉપર એનો ચાહ અજબ હતો. એણે કહ્યું: 'હું તમને નહિ છોડું! જ્યાં તમે ત્યાં હું!'

'વાર છે, ધીરજ ન ખોશો. એ પળ પણ આવશે.'

આમ વર્ધમાન આગળ વધ્યા! યશોદાએ નમન કરતાં કહ્યું:

'શરદમાં ક્ષત્રિયો પ્રવાસે, સાહસે, સંગ્રામે પરવરે છે.
'શૂરી ક્ષત્રિયાણીઓ કુંકુમ કેસરે તેમને વિદાય આપે છે.
'આપ જગજેતા છો. જગત જીતવા પધારો છો,

'આપનો માર્ગ સરળ હો. વિજય આપનો હો!

'ગરુડરાજ છો. ગગનવિહારી છો. આ ક્ષુદ્ર માળામાં જેટલું વસ્યા, એટલુંય અમારું અહોભાગ્ય!

'પધારો સ્વામી. આપની સ્મૃતિય અમને પ્રેરણા પાશે.'

વર્ધમાન આગળ વધ્યા. ન ક્યાંય કલ્પાંત છે. ન ક્યાંય કાગારોળ છે. જળભરી વાદળીઓના જેવા ભર્યા હૈયે સહુ ખડાં છે!

માગસર મહિનાની વદ દશમનો એ સુંદર દિવસ છે!

વિજય મુહૂર્તે સ્નાન કરી, શ્વેત વસ્ત્ર પરિધાન કરી, મધ્યાહ્ન સમયે પ્રસ્થાન કર્યું. રાજભવનનો પહેલી ને છેલ્લી વાર ત્યાગ કર્યો. મનથી તો ઘણા વખત પહેલાં ત્યાગ થયો હતો, એટલે તનથી ત્યાગ કરતાં કંઈ દુઃખ ન થયુ.

ચોકમા સેના હિલોળા લેતી હતી. સિંહદ્વાર પર રાજ-કર્મચારીઓ ને રાજકુટુંબીઓ હારમાં ઊભા છે.

બહાર ચંદ્રપ્રભા પાલખી તૈયાર છે! વર્ધમાન એમાં આવીને બેસી ગયા. સ્ત્રીઓ એમને વીંટળાઈ વળી. કોઈએ છત્ર લીધુ. કોઈએ ચામર લીધાં. કુળમહત્તરા સફેદ વસ્ત્ર લઈને સમીપ બેઠી.

યાત્રા ચાલી. નગરીએ હૈયાના હાર બાંધ્યા. ચક્ષુનાં તોરણ રચ્યાં. પૃથ્વી ને આકાશ જયજયકારથી ગાજી રહ્યાં.

'જય જય નંદા! જય જય ભદ્દા.'

યાત્રા નગર બહાર આવી; જ્ઞાતવંશી ક્ષત્રિયોના જ્ઞાત–

[૧૩]



# દરિદ્ર ને દરિદ્રનારાયણ

ભાતાકુંજોમાં દ્રાક્ષ પાકી ગલ થઈ જાય, તે વખતે જ કાગડાની ચાંચ પાકે. અભાગિયા જીવોની ભાગ્યરેખા જ આવી હોય છે.

વૈશાલીના શાખાનગર બ્રાહ્મણકુંડગ્રામનો બ્રાહ્મણ સોમશર્મા આવો અભાગી જીવ હતો. બિચારો માત્ર ચપટી લોટ માટે મગધ, વિદેહ ને અંગ બંગની ખાખ છાણતો ફર્યો, ને અહીં કુમાર વર્ધમાને સોના-રૂપાની રેલ વહેવરાવી દીધી!

આવતી કાલે તો જેવું જેનુ નસીબ, પણ આજ કોઈ ઊણું-અધૂરુ ન રહ્યું! સોમશર્મા દેશ-વિદેશની ધૂળ છાણતો ઘેર આવ્યો. એને આશા હતી, કે ઘણે દિવસે ઘેર જાઉં છું, તો ભટાણી આગતા-સ્વાગતા કરશે, બે વહાલનાં વચન કહેશે.

પણ ભાગ્ય કોનુ નામ! ભટાણી શર્માજીને જોતાં જ ક્રોધથી ધમધમી ઊઠી. એના હાથમાં ઘેંસ હલાવવાનો ચાટવો હતો. ચાટવો ઉગામી એણે કહ્યું:

'રે બ્રાહ્મણ! વરસાદ તો મૂશળધાર વરસ્યો, ને તું

જવાસા જેવો કોરો ધાકોર–સૂકો કેમ રહ્યો?'

'રે સ્ત્રી! હું અહીંથી પ્રસ્થાન કરું એ પહેલાં મારું ભાગ્ય આગળ જઈ ને ઊભું હતું! શું કરું? ખડિયો મારો રહ્યો ખાલી, મને ચપટી કોઈએ ન આલી! એવું મને થયું. પણ આ તારી વાત મને સમજાતી નથી.'

ભટાણી ગર્જના કરી ઊઠી: 'અરે ભલા માણસ! ઘરઆંગણે મોતીના મેહ વરસ્યા. કુમાર વર્ધમાને સર્વસ્વનું દાન કર્યું. પૂરું એક વરસ સોનું-રૂપું વહેંચ્યું.'

'તો હજી વહેંચતા જ હશે ને! આ પહોંચ્યો સમજ!' બ્રાહ્મણે નીચે મૂકેલો ખડિયો ઉઠાવી ખભે મૂકવા માંડ્યો.

'શું તમારું–માથું પહોંચશો! રે ફૂટી ગાગર! દાનશાળા હમણાં જ છેલ્લી વાર બંધ થઈ, ને વર્ધમાન જ્ઞાતખંડમાં દીક્ષા લેવા પણ પહોંચ્યા!' ભટાણીએ કહ્યું.

'ચિંતા ન કર, હમણાં જ પહોંચું છું. માગવાની હજાર તરકીબ મને આવડે છે! વર્ધમાનકુંવરના પિતાનો હું મિત્ર છું. વડીલ તરીકેના દાવે પણ ખમણું માગી લાવીશ.'

સોમશર્માએ દોટ દીધી. ઉદ્યાનમાં જઈ પહોંચ્યો. અહીં તો દીક્ષાની અન્તિમ વિધિ ચાલી રહી હતી. ઘડીભર એ નીરખવામાં મગ્ન થઈ ગયો. વર્ધમાનની ત્યાગમૂર્તિ જોઈ પોતાની ભિક્ષા કે દરિદ્રતા વીસરી ગયો. સુંદર નૃત્ય જોઈ માણસ પોતે પણ અજાણતાં એની સાથે તાલ દેવા લાગે, એમ એને થયું.

દેવરાજ ઇંદ્રે વર્ધમાનના ખભા પર વસ્ત્ર નાખ્યું, ને એ ચાલી નીકળ્યા. વર્ધમાનની પીઠ દેખાઈ કે સોમશર્મા

ભીખનું નામ આવતાં ઉત્સાહી થઈ જતા સોમશર્માનું મોં, આ સાંભળી પડી ગયું. એણે કહ્યું: 'અરે! હવે એમની પાસે બાકી શું રહ્યું છે? હું દરિદ્ર છું, તો એ તો હવે દરિદ્રનાથ દરિદ્ર છે: ફક્ત અડધું વસ્ત્ર દેહ પર લટકે છે, એ માગવા જતાં મારો-માગણનો પણ જીવ ચાલતો નથી.'

'અરે ભટજી! તમે કાં સમજો નહિ? જેણે હાથી આપ્યો, એને અંકુશ આપતાં સંકોચ ન થાય. જેણે આટલું બધું આપી દીધું, એને હવે આટલું આપતાં વાર શી? ને તમે આખી જિંદગી માંગ્યું, તો હવે આટલું માગતાં શરમ શી? ઝટ જાઓ! કામ ફતેહ કરીને આવો. પછી આ તોલડી ને તૂંબડી દેખવાની નહિ રહે!'

સોમશર્માએ ફરી કમર કસી. સારું પળ-ચોઘડિયું જોઈને મહાવીરની શોધમાં એ નીકળી પડ્યો. પણ દિવસો નીકળી ગયા, પણ મહાવીરની ભાળ ન મળી. પંખીની જેમ મહાવીર ફરી રહ્યા હતા. વાયુની જેમ એમનો માર્ગ નિશ્ચિત નહોતો.

આમ મહિનાઓ વીતી ગયા. આખરે સોમદેવને ખબર મળી કે મહાવીર નજીકમાં જ છે, દક્ષિણવાચાલ નગરીથી ઉત્તર વાચાલનગરી તરફ જઈ રહ્યા છે. સોમશર્માએ પગ જોરમાં ઉપાડ્યા. જોતજોતામાં એ ત્યાં જઈ પહોંચ્યો.

સુવર્ણવાલુકા નદી ત્યાં મધુર ગાન કરતી વહેતી હતી. પાસે વહેતી એની નાની બેનડી જેવી રૂપ્યવાલુકાને એ ભેટવા જતી હતી. તટ પર ગાયો ચારતા ગોવાળોની મધુર બંસીના સૂરો ગુંજી રહ્યા હતા. પાસેના સ્મશાનમાં હમણાં જ બુઝાયેલી

ચેતા પર નદીના તરંગો છંટાતા હતા. હાડકાંના લોલુપ
તરાઓ આમતેમ ઘૂમતા હતા.

મહાવીર ત્યાંથી પસાર થઈ રહ્યા હતા. એમના ખભા
ર પેલું અડધું દેવદૂષ્ય પડેલું હતું. સોમશર્માના અંતરમાં
મે જોઈને આનંદ આનંદ થઈ રહ્યો. રે જીવ ! મનમાં ચિંતા
હતી, કે દરિદ્રનારાયણ પાસે વળી મારા જેવો કોઈ દરિદ્ર
પહોંચી ગયો ન હોય ! પણ, હાશ ! બધું સલામત છે.

એ આગળ વધ્યો. વળી વિમાસણ થઈ આવી કે
સ્ત્ર માગવું કઈ રીતે ? મોટી પોક મૂકવી કે એકદમ ધૂળમાં
ળોટી પડવું ?

આમ એ પોતાનો કસબ કેવી રીતે અજમાવવો, એનો
વેચાર કરતો હતો, ત્યાં પવનનો એક ઝપાટો આવ્યો.
એણે મહાવીરના ખભે રહેલા વસ્ત્રને ઉડાવ્યુ. વસ્ત્ર ઊડયું.
ઊડીને એ એક કાંટાળા ઝાડ સાથે ભરાઈ ગયુ.

આગળ વધતા મહાવીરે એક નજર પાછળ નાખી. એક
નજરમાં જ એમણે સોમશર્માને કાંટાળા ઝાડ પરથી વસ્ત્ર લેતો
નીરખ્યો. નીરખીને મોં ફેરવી લીધું, ને એ તો આગળ વધી ગયા.

એ નજરમાં પશુને માનવ બનાવે તેવું જાદુ હતું.
સોમશર્મા ઘડીભર એ નજરના સ્પર્શથી ઢીલો પડી ગયો. એને
પોતાનો લોભ અકારો લાગ્યો. પણ પાછો થોડી વારમાં એ
લાલચને વશ બની ગયો, અને વસ્ત્ર લઈને પાછો ફર્યો.

પોતાને ગામ પાછો ફરીને, એ સીધો તૂણનાર પાસે
પહોંચ્યો. એણે જોયુ કે એ વખતે તૂણનાર એક સામાન્ય
સ્ત્રી સાથે વાતચીત કરી રહ્યો હતો. પેલી સ્ત્રી કહેતી હતીઃ

'દ્રવ્યની ભારે અછત છે, પણ મારા જીવનપ્રેમીની ભેટને વેચવા દિલ ચાહતું નથી! પેટ ભરાશે તો ઠીક, નહિ તો ફોડી નાખીશ એ પાપી પેટને!'

સોમશર્મા આ વાત સાંભળી રહ્યો. એણે વિચાર્યું કે શું એક સામાન્ય સ્ત્રી કરતાં પણ મારું બ્રાહ્મણનું શીલ હલકું? શું હું બ્રાહ્મણ મટી ભિખારી બની ગયો? સાચી ભિક્ષા તો લેનાર અને આપનાર બન્નેને તારે. મારી ભિક્ષા શું મને હીનહીન બનાવી ગઈ!

બે પળ એ થોભ્યો. પછી એણે વસ્ત્ર બગલમાં દાબ્યું, ને ઝડપથી પાછો વળ્યો. તૃણનારે એને ઘણો બોલાવ્યો, પણ એણે પાછા વળીને ન જોયું!

ઘેર આવી દેવને ચરણે એ ભેટ ધરી દીધું, ને બોલ્યો:

'ભલે મને સંસાર મૂર્ખ કહે, પણ દરિદ્રનારાયણ પ્રભુએ દૃષ્ટિમાત્રથી આપેલું જ્ઞાન હું ભૂલી શકતો નથી. ભલે હું ગરીબ રહ્યો, પણ મારી ગરીબાઈ આગળ શ્રીમંતનો વૈભવ ઝાંખો પડશે. હું તો સરસ્વતીપુત્ર! લક્ષ્મીદાસ નહિ! બ્રહ્મત્વ છાંડી, સોનાનો મેરુ મેળવીશ તોય હું સુખી નહિ થાઉં!'

એ બ્રાહ્મણ એ દિવસે આદર્શ બ્રાહ્મણ બની



'याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ।'

મહાપુરુષ પાસેની નિષ્ફળ ભિક્ષા, અધમ પાસેની સફળ ભિક્ષા કરતાં પણ ચડે.

—महाकवि कालिदास

[૧૩]



## ગો; પગે કાંટા પડતો—
## હું એકલવીર ગો;

સંન્યસ્ત સ્વીકાર્યાના પહેલા
દિવસની સંધ્યા ઢળી. નવલખ તારાઓની ભાતીગળ ચૂંદડી
ઓઢી નિશાદેવી પૃથ્વી પર આવી. કુમારગામની બહાર રાત્રે
મહાવીર કાઉસગ્ગ કરી ઊભા રહ્યા.*

વગડો છે. એકાંત છે. તમરાં તંબૂર બજાવે છે. ઘુવડ
ગીત ગાય છે. ચીબરી તાન પૂરે છે! પણ મહાવીર તો
બહારની દુનિયા વીસરી અંતરની દુનિયામાં ઊતરી ગયા છે.

એ વખતે ઉતાવળો એક ગોવાળ આવે છે. ખેતર ખેડતાં
દહાડો આથમી ગયો, ને એને ઘેર ગાયો દોહવાની વેળા વીતી
ગઈ. રે! ઘેર ગાયોનાં આઉ ફાટફાટ થતાં હશે, ને ખીલે
બાંધી એ તો ડણુક દેતી હશે.

ગોવાળની પાસે બે બળદ હતા. એમને સાથે વેંઢાર-
વાની હવે જરૂર નહોતી. એણે વિચાર્યું કે ગાય દોહીને ચપટીમાં
પાછો આવ્યો સમજો.

ગોવાળે જોયું કે બાજુમાં કોઈ ભલો માણુસ ઊભો છે.

* સોમશર્મા અને દેવદૂષ્યની પૂરી વાત આગળ આવી ગઈ પણ વચ્ચે-
ભગવાનની સાધનાની વાત અહીંથી શરૂ થાય છે.

'દ્રમાય છે. એ જરૂર સારું કામ કરશે. બળદ એની ભેટને મૂકી જાઉં. એમાં એને બળ પણ શું પડવાનું છે! તેત્ર ચરતા બળદ પર એક નજર જ રાખવાની છે ને! એણે પોતાના બે બળદ મહાવીરની પાસે મૂકતાં કહ્યું:

'ભાઈ! સાચવજો! અબઘડી આવું છું.'

ગોવાળ મોટી ડાંફો ભરતો ચાલ્યો ગયો. ભૂખ્યા બળદ પણ ભોજનની આશાએ હરિયાળા વન તરફ ચાલ્યા ગયા. મહાવીર તો અંતરની દુનિયામાં એવા આઘે ચાલ્યા ગયા હતા, કે બહાર શું બને છે, તેની જાણ જ કોને હતી!

બહારની જાણ રાખવાની જરૂર પણ શી હતી? જેણે કાયા પણ વિસારી દીધી હોય, એને વળી બીજી માયા કેવી!

રાત આગળ વધી.

મધરાત થતાં થતાં ગોવાળ ગામમાંથી પાછો આવ્યો. આવતાંની સાથે એણે બળદ શોધ્યા. બળદ ત્યાં નહોતા. એણે મહાવીરને પ્રશ્ન કર્યો:

'દેવાર્ય! મારા બળદ ક્યાં ગયા, તે આપ જાણો છો?'

પણ ધ્યાનમસ્ત મહાવીરની સ્થિતિ જવાબ આપવા જેવી ક્યાં હતી! એમણે કંઈ જવાબ ન વાળ્યો.

ગોવાળને લાગ્યું કે આ માણસ સાથે રકઝક નકામી છે. એમાં સમય વીતી જાય, ને બળદ ક્યાંના ક્યાં ચાલ્યા જાય. એણે બળદની શોધમાં ચાલ્યા જવું ઉત્તમ

એ બળદની શોધમાં ચાલી નીકળ્યો. આ

શેઢથી પેલે શેઢે, આ સીમથી પેલી સીમ એ ઘૂમ્યો; પગે કાંટા વાગ્યા; એક વાર સાપની ભોણ પર પગ પડયો, પડતો-આખડતો બે ચાર વાર માંડ બચ્યો; હેરાન-હેરાન થઈ ગયો; પણ બળદનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો.

આકાશમાં પ્રભાતી તારા ઝબૂકવા લાગ્યા. નિષ્ફળ ગોવાળ ગામ તરફ પાછો ફર્યો! જતાં જતાં મહાવીર ઊભા હતા, ત્યાં આવ્યો!

આશ્ચર્ય સાથે જોયું, તો બંને બળદો મહાવીર પાસે બેઠેલા. વાંકડી શી ગરદનો ડોલાવતા, બેઠા બેઠા વાગોળે!

થાકયાપાકયા ગોવાળના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે તમામ ખીજ મહાવીર પર કાઢવા હાથમાં રહેલી રાશ ઉગામી, રાતના ઉજાગરાથી રાતી થયેલી આંખો વધુ લાલ કરીને કહ્યું :

'અલ્યા પાખંડી ! બળદ ઓળવવાની તારી આ તરકીબ હતી! તેં જ મારા બળદ સંતાડયા હતા! હું થાકી-નિરાશ થઈને ઘેર જાત, એટલે તું બળદ લઈને રસ્તે પડી જાત ! જાણી તારી ખોરા ટોપરા જેવી દાનત !'

ખેડૂતે મહાવીરને મારવા માટે રાશ ઉગામી. એ વખતે પાછળથી કોઈએ રાશ ઝાલી લીધી. ખેડૂતે પાછળ જોયું તો તેજથી ઝળાંહળાં થતો કોઈ દેવાંશી પુરુષ ત્યાં ઊભો હતો.

એણે કહ્યું: 'હું દેવરાજ ઇંદ્ર છું. તું આ પુરુષને પિછાણતો લાગતો નથી.'

ગોવાળે ડોકું ધુણાવી ના કહી.

'મૂર્ખ! એ રાય સિદ્ધાર્થના પુત્ર રાજસંન્યાસી વર્ધમાન છે!'

ગોવાળ પોતાની ભૂલ સમજ્યો. એણે પગમાં પડતાં કહ્યું: 'આપ ભગવંતને મેં ન ઓળખ્યા! જેણે આખું રાજપાટ તજી દીધુ, એને મેં મૂરખે બળદચોર માન્યા! ધિક્કાર છે મને!'

ગોવાળ શરમાતો, લળી લળીને પગે લાગતો બળદ લઈને ચાલ્યો ગયો.

દેવરાજ બોલ્યા: 'ભગવન્! આપના માર્ગમાં આવા તો અનેક મૂરખા આવશે અને આપને હેરાન કરશે!'

મહાવીર બોલ્યા: 'મને જેટલો ફૂલ પર પ્યાર છે, એટલો કાંટા પર પણ છે. પૃથ્વીનાં અર્ધા યુદ્ધ ને ઝઘડા ગેરસમજમાંથી જન્મ્યાં છે. કોઈ કોઈને સમજવા યત્ન કરતું નથી. ઢાલની બે બાજુ વિચારવાની બુદ્ધિ કોઈકની પાસે જ હોય છે.'

દેવરાજ ઇંદ્રે કહ્યું: 'ભગવંત, બાર વર્ષ સુધીનો આપનો અરણ્યવાસ અનેક વિપદાઓ લાવશે. મને આપની સહાય માટે આપની સમીપમાં રહેવાની અનુમતિ આપો. હું આપના નિર્વિઘ્ન પ્રવાસની ખેવના રાખીશ.'

ભગવાન હસીને બોલ્યા:

'આત્માનો માર્ગ એકાકીનો જ છે. અંતર શત્રુનો નાશ કરવા નીકળનાર અરિહંતો કદી કોઈની સહાય સ્વીકારતા નથી. જીવન શુદ્ધિનો આ પ્રવાસ સહુએ એકલા જ ખેડવાનો હોય છે. દેવ, મનુષ્ય કે પશુઓ જે વિઘ્નો ઊભાં કરે તે

હું જાતે—કોઈની સહાય વિના જ—સહન કરવા માગું છું.'

'પ્રભુ! ઠીક કહું છું. મારી સહાય સ્વીકારો!'

'દેવરાજ! આત્માના શતદલ પદ્મને ખીલવવું છે, ને તે પણ તપ, સંયમ ને ધ્યાનથી. દેવ, અસુર કે માનવ કોઈની પણ સહાય આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે નિરર્થક છે. ત્યાં તો માનવીએ એકલવીર રહેવાનું છે. દુઃખ ભલે આવે —આપણાં જ ઊભાં કરેલાં એ હોય છે. હું દુઃખથી ભાગવા માગતો નથી. દુઃખથી છૂટવા પણ માગતો નથી. હું દુઃખ ભોગવવા માગું છું. આટલું નોંધી લો, કે કોઈ પણ લોક-નાયકની મુક્તિ એના પોતાના ઉદ્યમ, બલ, વીર્ય ને પરાક્રમ પર જ નિર્ભર છે.'

પણ દેવરાજ ઇંદ્રનું મન કેમ માને?

ને મહાવીર પારકી સહાય પણ કેમ સ્વીકારે?

એમણે તો સંક્ષેપમાં સમજાવ્યું કે જે દુનિયાના દુઃખથી ભાગે, એ દુનિયાનાં દુઃખ શી રીતે વિદારી શકે? સહુ સહુના ધર્મ અદા કરે!

અને પ્રભાતકાળે મહાવીર પાછા પોતાને ગામ કોલ્લાગ આવ્યા. એ બે દિવસના ઉપવાસી હતા.

બહુલ નામના બ્રાહ્મણે પ્રીતિથી કાંસાના તાંસળામાં ખીર આપી. મહાવીર એ આરોગી ત્યાંથી ચાલી નીકળ્યા!



चरैवेति　चरैवेति

चरन्वै मधु विन्दति!

ફરો! ફરો! ફરનારને મધુ મળે છે.



[૧૪]

## પાંચ સંકલ્પો

**પં**ખીની જેમ પરિભ્રમણ કરતા મહાવીર મોરાક સન્નિવેશમાં આવ્યા. અહીં દુઇજ્જંત તાપસનો આશ્રમ આવેલો હતો. આશ્રમ ગોચરોને કાંઠે, એક સુંદર ઝરણાને તીરે વસેલો હતો. ધરા લીલી છે, ધાન્યે ઢળેલી છે. હરિયાળા ઘાસ પર આખો દિવસ હરણાં ગેલ કરે છે. ચારે તરફ વનરાજિ પ્રસરેલી છે. ફળ-ફૂલના ઢગલેઢગલા ઊતરે છે.

આ તાપસ, મહાવીરના પિતાનો મિત્ર હતો. એણે દૂરથી મહાવીરને નીરખ્યા. અરે! એક રાજકુમારની આ દશા! દેહ પર વસ્ત્ર પણ નથી તો આભૂષણ તો ક્યાંથી હોય? પગમાં પાનહ નથી. માથે છત્ર નથી. બાંયે બાજુબંધ નથી.

નિષ્ઠુર સૂર્ય માથા પર તપે છે. પાનખરના ઝંઝાવાતોએ દેહને રજભર્યો બનાવ્યો છે.

કુલપતિ તાપસ, મહાવીરને પ્રેમથી ભેટવા દોડ્યો. મહાવીર તો પ્રેમનો અવતાર હતા. બે હાથ પહોળા કરી તેને ભેટ્યા.

તાપસે કહ્યું: 'કુમાર! રાત અહીં રહો!'

મહાવીર રાત રહ્યા, પ્રભાતે ઊઠીને આગળ ચાલ્યા. વિદાય વેળાએ કુલપતિ તાપસે પ્રેમભરી બાનીમાં કહ્યું:

'રાજકુમાર! આઠ મહિનાની વાત નથી કરતો. એમ તો આ તમારો આશ્રમ જ સમજો પણ ચોમાસાના ચાર માસ માટે મારી વિનતિ છે: ચાર માસ અહીં રહો, ને આ પવિત્ર એકાંતમાં તમારા ધ્યાન, તપ અને સંયમને વિસ્તારો!'

મહાવીરે એ પ્રેમ-નિમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો ને આગળ વધ્યા.

દિવસો તપવા લાગ્યા. રાત્રિઓ ગરમ શ્વાસ છોડવા લાગી.

મહાવીરના દેહ પર ઉત્તમ પ્રકારનાં અત્તર ને ચંદન મહેકતાં હતાં. એ અત્તર ને ચંદન એટલાં ઉત્તમ પ્રકારનાં હતાં, કે ભમરાઓનાં ટોળાં ફૂલબાગ સમજી, એમના દેહ પર તૂટી પડતા, અંગે અંગે તીણા દંશ દેતા. કાળી બળતરા ચાલતી. પણ મહાવીર કોનું નામ!

એ મુખ મલકાવતા વિચારતા કે આ ભમરાના ડંખ તો સામાન્ય છે. મોહભ્રમરના ડંખ જેઓને લાગે છે, એની પાસે આ કંઈ બિસાતમાં નથી!

દિવસોથી સ્નાન નહોતું. વિલેપન નહોતું. દેહ પર ધૂળના રજકણ પથરાઈ ગયા હતા. છતાં તેજ છિપે નહીં ભભૂત લગાયો, એવું હતું.

મધુર કાન્તિ, નિર્મળ લાવણ્ય, સૌષ્ઠવભર્યો દેહ જોઈ, એકાંત નીરખીને કેટલીક સ્ત્રીઓ મહાવીર પાસે આવતી, એમને વનવિહાર માણવા નિમંત્રણ આપતી. એ ચાળા કરે, ચટકાં કરે, પણ એ બધું પર્વતને તરણાંના પ્રહાર જેવું નિષ્ફળ નીવડે છે!

પરિભ્રમણ કરતાં ચોમાસું બેસી ગયું. મહાવીરને ગોરાક આશ્રમના કુલપતિનું નિમંત્રણ યાદ આવ્યું. વરસાદના ચાર મહિના ગાળવા મહાવીર એ આશ્રમમાં આવીને રહ્યા.

આશ્રમના કુળપતિએ પ્રેમથી પર્ણકૂટી બાંધી આપી. મહાવીર ત્યાં જ્ઞાન–ધ્યાનમાં રત બની ગયા.

વરસાદ પડવો શરૂ થયો હતો, પણ હજી તૃણ ઊગ્યાં નહોતાં. ભૂખી ગાયો ચારા માટે ઠેર ઠેર ભટકતી હતી. પર્ણકુટીઓ જોઈ એ ત્યાં આવી પહોંચી. તાજા ઘાસના પૂળાની એ બનાવેલી હતી. પણ જેવી ગાયો ત્યાં આવી કે તાપસો લાકડીઓ લઈ બહાર નીકળી પડ્યા. ગાયોને હાંકી કાઢી.

ભલે ગાયો પવિત્ર હતી, ઘાસ ખવરાવવાને યોગ્ય હતી; પણ એથી કંઈ પોતાની ઝૂંપડી ખવરાવી દેવાય? ઘર બાળીને કોઈ તીરથ કરે ખરું?

આમ તાપસોને માથે તપ તપવા ઉપરાંત ગાયો હાંકવાનું કામ આવ્યું. એમાં અપરામાં પૂરું પારકી લોધ પણ માથે

પડી. મહાવીર જે ઝૂંપડીમાં ધ્યાન કરવા બેસતા, એ ઝૂંપડીની એ જરા પણ દરકાર ન રાખતા. ગાયો આવીને ઘાસ ખાવા લાગતી. એમની આંખ સામે ગાયો ઘાસ ખાતી, ને મહાવીર 'હઈડ' એટલુંય ન બોલતા!

પરમાર્થી તાપસો આવે વખતે કંઈ પોતાનું સંભાળીને થોડા બેસી રહે? તેઓ દોડીને ગાયોને હાંકી કાઢતા. આવું થોડા દહાડા ચાલ્યું. પણ પછી તો સંન્યાસીઓની ભાવના મોળી પડી. એક બે દહાડા હોય તો ઠીક, પણ આ માથાકૂટ તો હમેશની થઈ! મહાવીર તો એવી રીતે રહે છે, કે એમને અને ઝૂંપડીને જાણે કંઈ સબંધ નથી! તાપસો કંટાળ્યા, ને કુલપતિને ફરિયાદ કરી.

કુલપતિને મહાવીર તરફ પક્ષપાત હતો. એણે મીઠાશથી મહાવીરને ઠપકો આપ્યો, સાથે સૂચના આપી. મહાવીર કંઈ ન બોલ્યા.

બીજે દિવસે એ તપ કરવા બેઠા, ને ગાયો આવી. પણ અહીં તો બોલે એ બીજા. તાપસો દોડ્યા, ને ગાયોને હાંકી કાઢી. સાથે સાથે કુળપતિને વિશેષ ફરિયાદ કરી.

કુલપતિએ ફરી સૂચના આપી, ફરી ઠપકો આપ્યો.

પણ એ દેવ એના એ!

કુલપતિએ આ વખતે જરા ચિડાઈને કહ્યું: 'કુમાર! પંખી પણ પોતાનો માળો સાચવે, તો તમે તો માણસ છો. તમારી ઝૂંપડીની તમારે દરકાર રાખવી ઘટે.'

'કોની ઝૂંપડી?'

'તમારી.'

'મારી ? મારે વળી ઝૂંપડી જ ક્યાં છે ?'

'તમે ક્યાં રહો છો ?'

'હું અનગાર છું. મારે ઘર નથી. પછી રહેવાનું શું ?'

'અરે, આવી વાતો છોડી દો. તમે જે ઝૂંપડીમાં રહો છો, એની રક્ષા કરવી તમારી ફરજ છે.'

'અરે ! જે ઝૂંપડીમાં આ અમુલખ આત્મા રહે છે, એની જ આળપંપાળ છોડી છે, તો વળી આ ઝૂંપડીની સારસંભાળ ક્યાં કરું ? કેવી રીતે કરું ?'

તાપસને મહાવીરના આ બોલમાં જનક વિદેહીના શબ્દોના પડઘા સંભળાયા. 'મિથિલા બળે એમાં મારું શું બળે ?'

કુલપતિ મૂંગો મૂંગો પાછો ફર્યો.

પણ તાપસો હવે છૂટે મોંએ ટીકા કરવા લાગ્યા : 'અરે આવા અકૃતજ્ઞ, ઉદાસી ને આળસુ પડોસીથી સર્યું !'

મહાવીરને એ અપ્રીતિની તરત ભાળ પડી ગઈ. વર્ષા ઋતુનો એક પક્ષ પસાર થયો હતો. માથે કાળાં વાદળ ગડેડાટ કરતાં હતાં. મહાવીરે ત્યાં ને ત્યાં પાંચ સંકલ્પ કર્યા.

૧. અપ્રીતિ થાય તેવા સ્થળે ન રહેવું.
૨. ધ્યાનને અનુકૂલ જ જગા શોધવી.
૩. પ્રાયઃ મૌન રહેવું.
૪. હાથમાં જ–કરપાત્રથી ખાવું.
૫. ગૃહસ્થની ખુશામત ન કરવી.

આ પાંચ સંકલ્પ સાથે મહાવીર તરત ત્યાંથી નીકળી પડ્યા. અપ્રીતિનું સ્થાન છોડતાં એમને વાર ન લાગી.

આ સંકલ્પોએ સારાં, અનુકૂલ નિવાસસ્થાનો તેમને માટે અશક્ય બનાવ્યાં. ઉજ્જડ અરણ્યો, ખંડેર મહાલયો, ભૂતિયાં મકાનો ને ખખડધજ ચૈત્યો જ તેમનાં નિવાસસ્થાન બન્યાં.

પણ મહાવીર એ તો મહાવીર જ. ભય કે ક્ષોભનું ત્યાં શું કામ ?



मिथिलाया दह्यमानायां न मे दह्यति किंचन।

મિથિલા બળે એમાં મારું શું બળે ?

—મહાભારત



[૧૫]

## વેરનું ઓસડ વેર નહીં

દિવસ અંધકાર છે. ધરતી સૂની છે. વન વંટોળિયા લાવે છે. ખીજડાનાં પાન ખખડે છે. મહાવીરનો પ્રવાસ આગળ લંબાય છે.

ચૂડેલના વાંસા જેવાં સ્મશાન બળે છે. ડાકણના દાંત જેવા તારા ટમકે છે. વંટોળ ભૂતના નિશ્વાસ જેવા લાગે છે. પાંદડાંનો ખખડાટ પ્રેતના પગલાં જેવો લાગે છે!

ગામડું ગામ છે, પણ સ્મશાનભૂમિ જેવું છે. અડધાં ઘર ખંડેર છે, અડધાં ઉજ્જડ છે. અડધાં જીવતાં મરેલાં છે. હાડપિંજરોનાં અસ્થિ ચારે તરફ વેરાયેલાં છે. આ કારણે લોકો એને 'અસ્થિક ગામ' કહે છે.

અસ્થિક ગામનું એ પાદર છે. કાદવ-કીચડથી કાળી કાળી નદી વહે છે. એને કાંઠે યક્ષનું મંદિર છે.

મહાવીર પ્રવાસ કરતા ત્યાં આવ્યા. સંધ્યાની રૂંઝફૂંઝે વળી છે. મંદિરની બહાર પૂજારી ઇંદ્રશર્મા બેઠો છે. તેજસ્વી માનવ-મૂર્તિ જોઈ એ ઊભો થઈને પૂછે છે:

'કેમ અત્રે પધારવું થયું?'

'મારે અહીં રહેવું છે.'

'આ મંદિરમાં રહેવું મુશ્કેલ છે.'

'કાં?'

'આ મંદિરનો દેવ ભારે કોપી છે. એનું નામ શૂલપાણિ! એ માણસને દીઠો મૂકતો નથી!'

'પણ મારે તો ફક્ત એક રાત જ રહેવું છે. એક ખૂણો જ ઘણો થશે મને,' મહાવીરે કહ્યું.

'રાતની તો વળી વિશેષ મુશ્કેલી છે. દિવસે તો એ કંઈ ન પણ કરે, પણ રાત તો અહીં કોઈ રહી શકતું નથી. અને રાત રહેલું બીજો દિવસ કદી જોઈ શકતું નથી.'

'કોણ છે એ શૂલપાણિ!'

'વાત તો સાવ નાની છે. ધનદેવ નામનો એક વ્યવહારિયો પોતાનાં કરિયાણાનાં પાંચસો ગાડાં લઈને એક વખત અહીંથી નીકળેલો. આ કાદવ-કીચડવાળી વેગવતી નદીમાં એનાં ગાડાં ફસાઈ ગયાં. કેમે ન નીકળે!

'ધનદેવ સાથે એક બળવાન વૃષભ. એની બીજી જોડ ન જડે. ધનદેવે એ બળદને આગળ જોડ્યો. પાછળ બીજા બધા બળદ ને આગળ એ એકલો. એણે પાંચસોયે પાંચસો ગાડાં કાદવમાંથી હેમખેમ પાર ઉતાર્યાં. પણ એ પોતે તૂટી ગયો,

લોહી ઓકતો જમીન પર ફસકાઈ પડચો! ન ઊભું થવાય, ન હલાય ચલાય!

'ધનદેવને એ બળદ પર ઘણો પ્યાર હતો, એના ધંધાનું એ સાચું સાધન હતો. પણ એને માટે રોકાવું મુશ્કેલ હતું. એ ગામલોક પાસે આવ્યો. સહુને આજીજી કરીને કહ્યું કે માગો તેટલું ધન આપું, પણ આ બળદને જાળવજો. આજ મારી બીજી બાંહ્ય તૂટી ગઈ છે! પણ લાચાર છું. ગાડામાં કરિયાણાં ભર્યાં છે, ને આકાશમાં વાદળ ઘેરાવા લાગ્યાં છે!

'ગામલોકોએ એ બળદને સાચવવાની હા ભણી. ધનદેવે મોંમાગ્યું ધન આપ્યું. પછી ધનદેવ એ બળદ પાસે ગયો એને પંપાળ્યો. આખા શરીરે હાથ ફેરવ્યો. અબોલ જીવ પણ પ્રેમને પરખે છે. બળદે પોતાનાં શીંગડાં ધનદેવના શરીર સાથે ઘસી પોતાની લાગણી વ્યક્ત કરી.

'આખરે ધનદેવ આંખમાં આંસુ સાથે વિદાય થયો, ફરી ફરી ગામલોકને બળદની ભાળ લેવાનું કહેતો ગયો. પણ ગામલોક ગરજુ નીકળ્યું. ધન લીધું પણ બળદની સારવારમાં કોઈએ મન ન દીધું. આજ ચારો નીર્યો, તો કાલ નહિ! પાણી આજે પિવડાવ્યું, તો બે દહાડા વળી કંઈ નહિ. છાયોઓછાયો થોડા દહાડા કર્યો, પછી રામ તારી માયા!

'ઉનાળો આવ્યો, ભર ઉનાળો! વનમાં મૃગલાં ફાટી પડે એવો ઉનાળો. બળદ પડચો છે. હવે કોઈ માથે છાયોઓછાયોય કરતું નથી. પાણી ને ખડ તો કોણ નીરે! આ તો સબ મતલબકી બાજી, જેવું થયું!

'બળદ પાણી ને ખડ વિના ભૂખતરસે ટળવળીને મર્યો; મરીને થયો વ્યંતર. એણે ગામની ખબર લેવા માંડી. કોઈકની હાલતાં–ચાલતાં ખોબડી બંધ થઈ જાય. કોઈકની તો ડાકલી ફાટી રહે! સ્ત્રીઓ ને બાળકો માથે તો રામકહાણી વીતી. ગામમાં મરેલા માણસને ઉપાડનાર પણ ઓછા થયા. ચારે તરફ હાડપિંજરો નજરે પડે. બધા તોબા પોકારી ઊઠ્યા.

'આખરે એને રિઝવવા ગામલોકોએ ભેગા થઈ આ મંદિર બાંધ્યું. ઠીક ઠીક ખર્ચો કરી એ દેવને અહીં બેસાડ્યો. પૂજા, આરતી, ભોગ, નૈવેદ્ય ધરવા માંડ્યાં. મને અહીંનો પૂજારી નીમ્યો. આમ જીવતાં જેને જાણ્યો નહિ, એનાં મૂએ માનપાન શરૂ થયાં. છતાં આ યક્ષનો મિજાજ ભારે ખરાબ છે. વાત વાતમાં એને ફૂડું પડે છે. દિવસની વાત તો ઠીક, પણ રાત અહીં કોઈ ઠેરી શકતું નથી.' પૂજારી ઇંદ્રશર્માએ વાત પૂરી કરી.

મહાવીર બોલ્યા: 'આ બધા તો ભાવનાનાં ભૂત છે. મને તમે ગામલોકો એક રાતવાસા માટે અહીં રહેવાની અનુમતિ આપો!'

'આટલો ભય છે, છતાં?'

'હું અભય છું. કોઈથી બીતો નથી, કોઈને બિવરાવતો પણ નથી. તમે તો નિશ્ચિંત થઈને અનુમતિ આપો!'

'અનુમતિ આપવામાં અમારું શું જાય છે? પણ હે રાજસંન્યાસી! તમારું રૂપ, તમારું તેજ, આવી ભરી ભરી તરુણ વય જોઈને અમને દયા આવે છે!'

પણ મહાવીર હઠીલા નીકળ્યા. ગામલોકોને અનુમતિ

આપવામાં કંઈ જતું નહોતું. જશે તો જોગી એના જીવનો જશે. ગામલોકોએ અનુમતિ આપી. મહાવીર રાતવાસો રહ્યા.

અંધારું થતાં થતાંમાં તો મંદિરનો પૂજારી પણ બારણાં બંધ કરી ચાલ્યો ગયો. સીમ–પાદરમાં આઘે આઘે કોઈ ન રહ્યું ! માણસ તો શું, જાનવરને પણ એ જગ્યાનો ભય હતો.

ભયનું સામ્રાજ્ય વ્યાપી ગયું.

અભયમૂર્તિ મહાવીર ખૂણામાં પલાંઠી વાળી બેસી ગયા. ને હાકલા–પડકારા સાથે રાત ઊગી. થોડીવારમાં રૂવાં 'ખડ' કરે તેવી ડાકલી વાગવા લાગી. ચિત્કાર, પોકાર ને પ્રાણ પોકોથી ઘોર રાત વધુ ઘોર બની.

હૈયું ફાટી જાય તેવું વાતાવરણ જામ્યું.

એકાએક કાળજુ કંપાવે તેવું અટ્ટહાસ્ય સંભળાયું મંદિરના પથરા પણ એથી ખળભળી ઊઠ્યા, પણ મહાવીરન એક રૂંવાડામાંય કંપ ન થયો.

ત્યાં તો કોઈ જંગલી હાથી બારણું તોડીને અંદર પેઠો—સીધો મહાવીરપર. એમને સૂંઢમાં પકડ્યા, ઉપાડ્યા, ઉલાળ્યા, પછાડ્યા, પગ નીચે ચગદી નાખ્યા !

ભલે ચગદી લે ! દેહને મૃત્યુ છે. મહાવીર તો અમર છે !

હાથી થોડી વારમાં અદૃશ્ય થયો. ત્યાં મોટા મોટા નખ ને દાંતવાળો પિશાચ આવ્યો ! એણે તો નખથી મહાવીરનું માંસ તોડવા માંડ્યું; દાંતથી ચાવવા માંડ્યું ! મનુષ્ય–માંસની જાણે મિજબાની માંડી !

મહાવીરના મુખ પર એ જ શાન્તિ છે. જાણે એ શાન્તિ બોલી રહી છેઃ રે! તારી ભિક્ષુકની ક્ષુધા સંતોષાશે, એય મહાવીરના દેહની સાર્થકતા છે. નિરાંતે જમજે ભાઈ! ઊણો-અધૂરો ન રહેતો!

પિશાચ પણ અલોપ થઈ ગયો, વાહ રે માયાનગરી! એકાએક નીચેની ભૂમિમાંથી, પાતાળ ફોડીને આવતા શેષનાગના અવતાર જેવો, વિષધર સાપ નીકળી આવ્યો. ભયંકર ફુત્કાર કરતો એ ધસ્યો. ધસીને મહાવીરના દેહ પર ડંખ પર ડંખ મારવા લાગ્યો. મહાવીર તો જેમ બેઠા છે એમ જ બેઠા છે. જળમાં કમળની જેમ.

રે! જેને વાસનાના ડંખ ન લાગ્યા, એને વિષધરના ડંખ શું કરી શકવાના હતા? નિરાંતે તું તારું કાર્ય બજાવ, ભાઈ! મને ભય નથી. મને વેર નથી. જગતમાં વેરનો બદલો મારે લેવાનો નથી. પ્રેમ ને કરુણા મારાં સાથી છે!

એકાએક સર્પ અદશ્ય થયો. પણ ત્યાં તો જાણે કોઈ જડબાં જોરથી પકડીને સાણસાથી દાંત ખેંચતું હોય, તેવો અનુભવ થયો. થોડી વારમાં કોઈ નાક દબાવતું લાગ્યુ. તો કોઈ છરીથી નખ ખોતરતું લાગ્યું. આમ શરીરના સાતે મર્મ*સ્થાનોમાં ભયંકર પીડા થવા લાગી.

રે નખ, આંખ, દાંતવાળો તો દેહ છે; મહાવીર એથી ભિન્ન છે. દેહને પીડા છે. મહાવીર તો અનંતસુખમય છે!

આખી રાત આવા ભયંકર વીતકો સાથે વીતી, —

* સાત મર્મસ્થાન : શિર, નેત્ર, મૂત્રાશય, નાસિકા, દાંત, પીઠ ને ન

મહાવીર મહા-વીર નીકળ્યા. આખરે પેલો વ્યંતર આવીને એમના ચરણમાં પડ્યો :

'મને ક્ષમા આપો!'

'ક્ષમા વેરીને હોય, તું તો મારો-કસોટી કરનારો મિત્ર છે.'

'હું મિત્ર? અને તે તમારો?'

'હા. ભલાભાઈ! તું મારો શું, જગ આખાનો મિત્ર થઈ શકે છે. માત્ર માર્ગ ભૂલ્યો છે. તેં તારા વેરનું ઓસડ વેરમાં જોયું છે. એમ ન કર. પ્રેમમાં જો. ક્ષમામાં જો. હિંસાનો પ્રતિકાર અહિંસામાં જો. તને ચિર શાંતિ લાધશે.'

ક્ષમા, પ્રેમ, કરુણા, ચિર શાન્તિ! ઊની ધરતી પર મેઘ વરસે, એમ એ શબ્દો વરસ્યા. ઉગ્ર વ્યંતર થોડી વારમાં નમ્ર બની ગયો. નમ્ર બનતાંની સાથે એના કોપી આત્માને શાન્તિની ઠળ વળતી લાગી. આજ એનું ભડભડતું હૈયું શાંત થયું. એમાં પ્રેમ ને કરુણાનાં શીતળ જળ ઊભરાણાં હતાં.

વ્યંતર થોડી વારમાં આનંદમાં આવી ગયો. એ ગીત ગુંજવા લાગ્યો.

ઘરનાં દ્વાર ભીડીને સૂતેલાં લોકોએ ધડકતે હૈયે આ વ્યંતરનું ગાન સાંભળ્યું. સહુએ માન્યું કે પેલા હઠીલા યોગીને ખતમ કરી, ખાઈ કરીને, ભર્યા પેટનું વ્યંતર સંગીત કરે છે!

લોકોએ ભયથી પથારીમાં મોં દાબી દીધું!

મહાવીરની પણ, આખી રાતના પરિશ્રમ પછી, ને કેટલા પહોરની શીતળતાથી, આંખ મિચાઈ ગઈ!



# [૧૬] પહેલું ચોમાસું

પાછલી રાતના મીઠા પવનમાં મહાયોગી મહાવીરને એક મુહૂર્ત નિદ્રા લાધી : પણ એમાં એમને સ્વપ્ન આવ્યાં. પૂરાં દશ સ્વપ્ન ! એ કાળનાં આવાં નિષ્પાપ ને નિઃસ્વાર્થ માણસો માટે સ્વપ્ન પણ સિદ્ધિનાં સોપાન હતાં.

૧લા સ્વપ્નામાં તાલ પિશાચને જાણે આપમેળે હણ્યો.

૨જા સ્વપ્નમાં શ્વેત રંગનો કોકિલ એમની સેવા કરતો દેખાયો.

૩જા સ્વપ્નમાં રંગબેરંગી કોકિલ સેવા કરતો જોયો.

૪થા સ્વપ્નમાં બે ફૂલમાળ નજરે પડી.

પમા સ્વપ્નમાં સેવા કરતો ગોવર્ગ જોવાયો.

૬ઠ્ઠામાં ખીલેલાં કમળવાળું સરોવર નીરખ્યું.

૭મામાં અગાધ સાગરનું જાણે ઉલ્લંઘન કર્યું.

૮મામાં ઊગતા સૂર્યનાં કિરણો પ્રસરતાં જોયાં.

૯મામાં પોતાનાં આંતરડાથી વીંટળાયેલો માનુષોત્તર પર્વત જોયો.

૧૦મામાં પોતે જાણે મેરુશિખર પર બેઠેલા દેખાયા.

મહાવીર આ સ્વપ્ન નીરખીને જાગ્યા. એમના અંતરમાં રાતના બનાવને લીધે આનંદ આનંદ વ્યાપ્યો હતો.

ગામમાં તો સવારથી હલચલ મચી ગઈ હતી. ઉત્પલ નામનો એક નિમિત્તવેત્તા રહેતો હતો. એ પ્રથમ પાર્શ્વ સંપ્રદાયનો સાધુ હતો. પાછળથી સાધુવેશ છોડી ગૃહસ્થ બન્યો હતો. એ નિમિત્તશાસ્ત્રથી પોતાની આજીવિકા ચલાવતો હતો.

આ ઉત્પલને પૂજારી ઇંદ્રશર્માએ રાતવાસો રહેલા મહાવીરની વાત કરી. ઉત્પલ વર્ધમાન મહાવીરનો પરિચિત હતો. એણે વાત સાંભળી ત્યારથી તે ચિંતાતુર હતો. પણ રાતે તો યક્ષના મંદિર પાસે ઢૂકવાની એની પણ હિંમત નહોતી.

સવાર થતાં જ ઇંદ્રશર્મા સાથે નિમિત્તવેત્તા ઉત્પલ ત્યાં આવ્યો. એને હતું કે ન જાણે નવપ્રવર્જિત મહાવીરનું શું થયું હશે! ત્યાં તો એણે યક્ષમંદિરના ઓટલે મહાવીરને બેઠેલા જોયા. એ જ નયનસુંદર કાન્તિ છે. મુખ સૌમ્ય છે. આંખો કરુણાકિરણો પ્રકાશે છે. ઉજ્જ્વળ લલાટ પર ચંદ્રની શીતળતા છે. એ

દોડીને મહાવીરને ભેટ્યો. બધી વાત પૂછી. વિગતથી વાત જાણીને એણે કહ્યું :

'આપ દેવાર્યે આત્મબલથી યક્ષની ક્રૂરતાને હણી, એ ખરેખર આનંદજનક બીના છે. આત્મબળ એ જ જગતનું શ્રેષ્ઠ બળ છે.'

મહાવીરે આ વખતે પોતાને આવેલાં દશ સ્વપ્ન કહી સંભળાવ્યાં. ઉત્પલ બોલ્યો :

'પહેલું સ્વપ્ન દર્શાવે છે, કે આપ મોહરૂપ પિશાચને હણશો.

'બીજું સ્વપ્ન બતાવે છે, કે આપને સર્વ ધ્યાનમાં શ્રેષ્ઠ–યોગીઓને મહામહેનતે પ્રાપ્ત થનારું–શુક્લ ધ્યાન પ્રાપ્ત થશે.

'ત્રીજું સ્વપ્ન બતાવે છે કે આપ વિવિધ અંગવાળું શાસ્ત્ર રચશો.

'પાંચમામાં ગોવર્ગ એટલે તમારો ઉપાસક વર્ગ તમારી સેવા કરશે.

'છઠ્ઠું પદ્મથી ભરેલું સરોવર બતાવે છે, કે સાગર સમા ગંભીર આપની દેવો પણ સેવા કરશે.

'સાતમું સ્વપ્ન આ સંસારસાગરને પાર કરવાનું સૂચન કરે છે.

'આઠમું સ્વપ્ન આપને ઉત્પન્ન થનાર મહાન જ્ઞાન વિષે છે.

'નવમું સ્વપ્ન ત્રિલોકમાં આપના યશને સૂચવે છે.

દશમું સ્વપ્ન સૂચવે છે કે આપ માણસ અને દેવ બંનેને કલ્યાણકારી ઉપદેશ આપશો.'

આમ ઉત્પલે નવ સ્વપ્નના ફલાદેશ કહ્યા, ને છેવટે કહ્યું : 'સ્વામી ! ચોથા સ્વપ્નનો ફલાદેશ મારા મનમાં બરાબર ઊતર્યો નથી ! માટે મેં કહ્યો નથી. ખોટો અર્થ કહેવો તેના કરતાં ન કહેવો હું શ્રેષ્ઠ સમજું છું.'

ઉત્પલની નિખાલસતાથી મહાવીર પ્રસન્ન થયા. તેએ બોલ્યા : 'ભાઈ ઉત્પલ ! દરેક વિદ્વાન અર્થની બાબતમાં તમારા જેવો વિવેક જાળવે, તો કેવું સારું ! ચોથા સ્વપ્નનો અર્થ હું કહું છું : એમાં બે ફૂલમાળા દેખાઈ હતી. એનો અર્થ એ કે હું બે પ્રકારનો ધર્મ રજૂ કરીશ. એક, સાધુએ પાળવાનો ધર્મ; બીજો, ગૃહસ્થે પાળવાનો ધર્મ !'

ઉત્પલ આ સાંભળી મહાવીરના જ્ઞાન પર પ્રસન્ન થઈ ગયો.

મહાવીરે એ ચાતુર્માસ એ જ યક્ષમંદિરમાં પૂરું કર્યું.



समया सव्वभूएसु, सत्तुमित्तेसु वा जगे।

જગતના સર્વ જીવો પ્રત્યે–પછી તે શત્રુ હોય કે મિત્ર–સમભાવ રાખવો.

—ઉત્તરાધ્યયન



[૧૭]

# અચ્છાબાબા ને ખોટાબાબા

મોરાર ગામ હલકયુ છે. સહુ કહે છે: 'હાલો, હાલો, જોશીડા આવ્યા છે. અગમનિગમનો ભેદ ભાખે છે. થયેલું અને થવાનું સઘળું ભાખે છે. ગઈ કાલ, આજ, ને આવતી કાલ–ત્રણે કાળને દીવા જેવા દેખે છે.

કોઈ કહે: 'એ તંત્ર જાણે છે, મંત્ર જાણે છે, યંત્ર જાણે છે, રિદ્ધિની રાખડિયું ને સિદ્ધિની આખડિયું આપે છે.'

વળી કોઈ કહે છે કે 'નિર્ધનિયાંને ધન આપે છે. વાંઝિયાને પુતર આપે છે. મનની વાંછા પૂરી કરે છે. એના બોલે સૌ સારાં વાનાં થાય છે.'

જોશીડાનું નામ અચ્છંદક (અચ્છાબાબા)

અચ્છાબાબા કાશી–બનારસનો ભણેલો છે, વિદ્યાનો જાણકાર છે. પણ વિદ્યા કુપાત્રે પડેલી છે. સિંહણના દૂધ જેવી વિદ્યા તુચ્છ માટીના પાત્રમાં ભરેલી છે. પછી એ ક્યાં જરે ?

શાસ્તર તો સાચું, પણ એનો ભાખનાર જૂઠો. વિદ્યાનો વેપાર કરે !

ભારે ધુતારો ! દુનિયા તો લોભી છે. હરામનું મળે તે હલાલનું ન ખાય ! આમ દુનિયામાં લોભિયા હોય ત્યાં સુધી ધુતારા રહેવાના જ—ગંદકી હોય ત્યાં માખી રહે તેમ !

આ અચ્છાબાબા એવો ધુતારો જોશી હતો. દહાડે જોશ જુએ, રાતે લુચ્ચાઈ–લબાડી કરે, ભરવાડના નેસમા પેસી નાનાં બકરાં–ગાડરાં ચોરી લાવે; રાંધીને ખાય.

અરધી રાતે કલાલનું ઘર ઉઘડાવે, દારૂ કઢાવે, દારૂ પીને ઉંદરની જેમ ડોલતો ફરે; ન કરવાના ધંધા કરે !

ને દહાડે પાછી ગપત ગંગા ને શાણી સીતા !

મહાવીર આ ગામમાં આવ્યા. એમના અંતરમાં તો જ્ઞાનના, વૈરાગ્યના, ત્યાગના દીવડા ઝાકઝમાળ બળે.

એમણે અચ્છાબાબા (અચ્છંદક)ને જોયો, એનું ડીંડવાણું જોયું. એમણે અચ્છાબાબાને આ પાપના પાટલા ઉપાડી લેવા કહ્યું, પણ એ તે કંઈ માને !

ઊલટું એણે મહાવીરને કહ્યું: 'અલ્યા ભાઈ ! અર્ધું

અર્ધ—અડધોઅડધ ભાગ. મેં બધું જમાડ્યું છે. તુંય પીરસેલા ભાણાના જમણમાં જોડાઈ જા!'

મહાવીર કહેઃ 'ના! એ તો પાપનું કામ! પાખંડનું કામ!'

પછી એમણે ત્યાં આવતા લોકોને ચેતવ્યા. પણ પેલા અચ્છાબાબાની માયાજાળ એવી હતી કે લોકો ન સમજ્યા. એ તો લોભિયા–ધુતારાની જોડ હતી ને!

મહાવીરે વિચાર કર્યો કે ભેંસ આગળ ભાગવત ગાવું ઠીક નથી. મૂરખાઓને એમની રીતે સમજાવવા જોઈએ!

એમણે લોકોને હાક-પાડીને કહ્યું: 'અરે ભોળા લોકો! અચ્છાબાબા તો મારો ચેલો થવા લાયક છે. હું પાતાળમાં પડેલું ધન જોઈ શકું છું; આકાશમાં રહેલાં દેવીદેવ જોઈ શકું છું; સાત સાગર ને નવ દ્વીપની નગરચર્ચા અહીં બેઠો કરી શકું છું. આવો આવો! ને તમારા કિસ્મતના ભેદ જાણી જાઓ!'

એક ખેડૂત આવ્યો. એણે કહ્યું: 'મોટા મહાત્મા હો તો કહો કે કાલે મેં શું ખાધું'તું!'

'કાંગનો ભાત!'

વાત સાવ સાચી. ખેડૂત ચૂપ થઈ ગયો.

બીજા કણબીએ પૂછ્યું: 'મોટા જોશી હો તો કહો, કે મેં સપનામાં શું જોયું હતું?'

મહાવીર કહેઃ 'જુએ શું? તું તો સપનામાં ખૂબ

રોયો હતો.'

ખરી વાત. કણબીનું મોં ફાટ્યું રહ્યું.

બસ ! ગામમાં વા વેગે વાત ફેલાઈ ગઈ. સહુ કહે, મનના ભેદ જાણનાર મુનિ આવ્યા છે. પછી તો ગળપણની ગંધે કીડીઓ આવે, એમ લોકો આવવા લાગ્યા. લોકોની ઠઠ જામી ગઈ. ભેટ–સોગાદના ઢગલા થવા લાગ્યા !

પેલો પાખંડી અચ્છાબાબા ચિડાયો. એણે મહાવીરને હલકા પાડવા તરકીબ રચી. હાથમાં દાભની સળી લઈને એ મહાવીર જ્યાં બેઠા હતા, ત્યાં આવ્યો અને જોરથી બૂમ પાડીને કહ્યું: 'એ ઢોંગી ! કહે કે આ સળી હું ભાંગી શકીશ કે નહિ ?'

અચ્છાબાબાની તરકીબ એ હતી કે જો મહાવીર કહે કે ભાંગી શકીશ તો ભાંગવી જ નહિ. ના પાડે તો સળી ભાંગતાં કેટલી વાર ?

મહાવીર કહે: 'નહિ ભાંગે તારાથી.'

'એમ કે ?' અચ્છાબાબા ખુશ થઈને બોલ્યો. એના મનમાં એમ કે ઘડીભરમાં હું એને જૂઠો પાડું છું. એણે જોરથી કહ્યું: 'ભાઈઓ ! આ મુનિ જોશી કેવો જૂઠો છે એ તમને નજર સામે બતાવું. એ કહે છે કે આ સળી નહિ ભાંગે ! હું તમારી નજર સામે ભાંગું છું અને એનું પાખંડ સાબિત કરું છું.'

અચ્છાબાબાએ ઘાસની સળી ઊંચી કરી : ને જેવો

તોડવા જાય છે, કે એના ઘસરકાથી એની આંગળી જ કપાઈ ગઈ!

લોહી જાય વહ્યું! સળી સળીને ઠેકાણે રહી અને એ પાટો બાંધવામાં પડ્યો. લોકોએ મહાવીરનો જયજયકાર કર્યો. પેલા જોશી પર થૂંક્યા ને બોલ્યા:

'અલ્યા! તારું નામ છે અચ્છાબાબા, પણ ખરી રીતે તું ખોટાબાબા છે: ને મહાવીર અચ્છાબાબા છે! બોલો મહાવીરની જે!'

પણ મહાવીર આ જેજેકારથી ન ફુલાયા. એ તો સમજતા હતા કે આ દુનિયામાં એક તરફ ધુતારા છે અને બીજી તરફ લોભિયા છે. લોભિયા-ધુતારાની આ મંડળીના જેજેકારમાં શું શકરવાર હોય!

એ રાતે મહાવીર જાગતા બેઠા હતા. પેલો પાખંડી છાનોમાનો ત્યાં આવ્યો, એણે ગળગળે સાદે કહ્યું: 'મહાવીર! હું ખોટાબાબા, તું અચ્છાબાબા! એક વાર નહિ પણ સાડી સાત વાર હું કબૂલ કરું છું. પણ મારો પીછો છોડી દો! તમે જ્યાં જશો ત્યાં તમારા જ્ઞાન, વિજ્ઞાન ને સદ્‌ગુણથી પૂજાશો. માટે કૃપા કરીને મારા પેટ પર પાટું ન મારો!'

'તું પાખંડ છોડી દે. પાખંડ ન ચલાવ!' મહાવીરે કહ્યું.

જોશી કહે: 'તમે શાણા થઈને કાં ભૂલો? મારા પાખંડ સામે તમે પણ પાખંડ જ ચલાવ્યું છે ને!'

મહાવીર કહે: 'વાત તારી સાચી. પાખંડને તોડવા

પાખંડનો આશરો ન લેવો જોઈએ. હું તો ચાલ્યો જઈશ, પણ તું સુધરજે !'

પરોઢિયે તો મહાવીર ચાલ્યા ગયા. જોશ જોવરાવવા ઘણા લોકો આવ્યા, પણ મહાવીરને ક્યાંય ન જોયા. પેલો આવો ઠાઠમાઠ કરીને ત્યાં બેઠો હતો.

લોકો કહેવા લાગ્યા: 'અચ્છાબાબા તો ચાલ્યા ગયા. આ ખોટાબાબાને શું કરે? ચાલો, ઘેર પાછા !'

લોકો પાછા ચાલ્યા ! પેલો ખોટાબાબા પણ ન જાણે ક્યાં ચાલ્યો ગયો ! કદાચ એ સાચો-અચ્છાબાબા થવા ગયો ન હોય !



लोहो सव्वविणासणो।
લોભ સર્વસ્વનો નાશ કરનાર છે.

—દશવૈકાલિક સૂત્ર

[૧૮]



# ભય સામે અભય

મહાવીર દક્ષિણ વાચાલાથી ઉત્તર વાચાલા જવા નીકળ્યા. માર્ગમા દેહ પરથી વસ્ત્ર સરી ગયું. પેલો સોમશર્મા બ્રાહ્મણ આવીને એ લઈ ગયો. ભૌતિક સંપત્તિમાં શેષ રહેલું વસ્ત્ર તો ગયું, પણ અહીંથી આગળ જતાં પ્રાણ પણ સરી જાય તેવો પ્રસંગ આવી ઊભો.

દક્ષિણ વાચાલાથી ઉત્તર વાચાલા જવાના બે માર્ગ ફંટાતા હતા. બન્ને માર્ગ આઘાપાછા થઈને વાચાલા તરફ જ જતા હતા. મહાવીર ત્યા આવીને જેવા ઊભા ગ્યા, કે ત્યાં ઘેટાં બકરાં ચારતા ગોવાળો તેમને વીંટળાઈ વળ્યા.

ગોવાળો મહાવીરની તેજકાંતિભરી મુખમુદ્રા જોઈ, સમજી ગયા કે આ કોઈ રાજસંન્યાસી દીસે છે. રાજપાટ છોડીને લોકોના ભલા માટે નીકળ્યો લાગે છે. તેઓ ભાવથી

કહેવા લાગ્યા :

'દેવાર્ય ! આ બન્ને રસ્તા એક જ નગર તરફ જાય છે. આમાંનો એક રસ્તો કનકખલ આશ્રમને વીંધીને જાય છે; એ ટૂંકો રસ્તો છે. બીજો આશ્રમને પડખેથી જાય છે; એ લાંબો છે.'

મહાવીરે ટૂંકી વાટ પર ડગ ભર્યાં. પણ એ સાથે ગોવાળો બોલી ઊઠ્યા : 'હે રાજસંન્યાસી, અહીં પણ દુનિયા જેવો ઘાટ છે : લાંબું એ સરવાળે ટૂંકું છે; ટૂંકું એ પરિણામે લાંબું છે. તમે જે ટૂંકો માર્ગ પસંદ કરો છો, એ માણસને લાંબા કરી નાખનારો છે. એ રસ્તે જનારા ત્યાં લાંબા થઈને સૂતા તે સૂતા, કદી પાછા આવ્યા નથી ! એ ટૂંકે માર્ગે કનકખલ નામનો આશ્રમ આવે છે. ત્યાં એક ભયંકર સર્પ રહે છે. ચંડકૌશિક એનું નામ છે. દષ્ટિવિષ સર્પ છે. સામાન્ય રીતે સાપની દાઢમાં કે ફુત્કારમાં ઝેર હોય છે, પણ આ સાપની તો નજરમાં પણ ઝેર છે. નજર પડતાં વેંત માણસ ભડથું થઈને પડે છે.'

ગોવાળોને વાત કરતાંય ડિલમાં કંપારી વ્યાપી ગઈ. તેમને ખાતરી હતી કે સાપની વાત સાંભળી સંન્યાસી તરત પાછાં ડગ ભરશે. સાધુ, સંન્યાસી કે સંસારી—દુનિયામાં પ્રાણ કોને વહાલો નથી ? પણ આ વાત સાંભળતાં સંન્યાસીના ચહેરા પર ભયની એક પણ રેખા ન તણાઈ; ઊલટો એ તો એ નિર્જન વાટે આગળ વધ્યો.

મહાવીરની મુખમુદ્રા એવી હતી, કે જોનારને આપો-

આપ પ્રેમભાવ પ્રગટે. ગોવાળો દોડીને આડા ફરીને ઊભા રહ્યા, ને બોલ્યા : 'હે તપસ્વી ! પહેલાં અમારી વાત સાંભળો, પછી આગળ ડગ ભરજો.'

એક કાળે આ રસ્તો ધોરી માર્ગ હતો. સોનાના રથવાળા રાજાઓ, મ્યાનામાં બેઠેલી રાજરાણીઓ, મૂછે વળ દેતા સૈનિકો ને સાર્થવાહો પોતાની પોઠો સાથે અહીંથી પસાર થતા. રાત–દિવસ આ રસ્તો જાગતો રહેતો.

માર્ગે આશ્રમો આવતા. લોકો ત્યાં વિસામો લેતા, સાધુ–સંતોનો બે ઘડીનો સમાગમ કરતા. આવો એક અહીં સુપ્રસિદ્ધ આશ્રમ હતો. એ આશ્રમનો કુલપતિ બહુ સારો માણસ હતો. એ ગુજરી ગયો, ને તેની પાછળ કૌશિક નામનો તાપસ કુલપતિ થયો.

કૌશિક હતો તો તપસ્વી, પણ ભારે ક્રોધી. આશ્રમના બાગમાં ગોપબાળ રમવા આવતાં. બાળકો તો વાંદરાં જેવાં અટકચાળાં. ખાવા જેવું ખાય, ને ન ખાવા જેવું તોડે ફોડે પણ ખરાં. કૌશિકને એ ગમે નહિ. એ લાકડી લઈને પાછળ દોડે. ડરનાં માર્યાં બાળકો નાસી જાય.

પણ બાળક કોનું નામ ? વળી લાગ જોઈને વાડીમાં પેસી જાય. તાપસને ચીડવવામાં તેમને મજા પડવા લાગી. જેટલું ખાય તેથી વધુ બગાડે ! તાપસ એ જુએ, ને મોંએથી ગાળો દેતો, લાકડી લઈને પાછળ ધાય.

બાળકોને એમ કંઈ સમજાવાય ? એમને સમજાવવાની રીત જુદી ! એમને સમજાવવાની ભાષા જુદી. એક વાર જો

કહેલનથી કહે : 'રે પંખીડાં! પ્રેમથી ચણજો!' બસ, બીજા દિવસથી કોઈ ત્યાં આવે નહિ; આવે તો નુકસાન કરે નહિ. બાળકો આશ્રમની શોભા બની જાય! પણ કુલપતિ કૌશિકે તો ઊંધો ઉપાય સ્વીકાર્યો.

બાળકોએ ચીડવવા માટે કૌશિકનું નવું નામ પણ પાડ્યું 'ચંડ–કૌશિક;' ચંડ એટલે ગુસ્સેબાજ–કૌશિક!'

એક વાર આ કૌશિક ભિક્ષા માટે બહાર ગયો હશે ને બાળકોની વાનરસેના ચઢાઈ લઈ આવી. કોઈ જામફળી પર ચઢ્યું ને એને લાંબી સોટ કરી નાખી. કોઈએ દાડમડી પરથી દાડમ તોડી લીધાં, ને દાડમડી ખોદી કાઢી. ફૂલછોડનો તો સોથવાળી નાખ્યો. કૌશિકની સોના જેવી લંકા, આ નાનાં વાનરોએ વાતવાતમાં રોળી–ટોળી નાખી.

એ વખતે બહાર ગયેલો કૌશિક આવ્યો. એણે પોતાના બાગનું સત્યાનાશ વળી ગયેલું જોયું. એના રૂંવે રૂંવે ક્રોધ વ્યાપ્યો. પાસે પડેલો કુહાડો ઉઠાવ્યો. પડ્યો બાળકોની પૂંઠે!

બાળકો તો મૂઠીઓ વાળીને ભાગ્યાં. પણ બાળક કોનું નામ! દોડતાં જાય ને તાપસને ચીડવવા માટે બોલતાં જાય·

'હે રે! આવ્યો રે! હો રે! ગુસ્સેબાજ કૌશિક આવ્યો!

'રે ચંડ કોશિયો આવ્યો!

'છોકરાઓનો શત્રુ, ખરો એ બાહુક,

'આવ્યો રે આવ્યો! ચંડકોશિયો આવ્યો!'

બાળકો આમ બોલતાં જાય ને ભાગ્યાં જાય. આગળ

બાળકો ને પાછળ કૌશિક. કૌશિકના હાથમાં કુહાડો ચકચકે છે. હાથ પડ્યાં તો બે–ચાર તો અહીં જ તળ રહેવાનાં !

બાળકો એને આંબવા દેતાં નથી. તાપસે આંધળી દોટ મૂકી. વચમાં ઊંડો ખાડો આવ્યો. તાપસથી એ જોવાયો નહિ. બિચારો ઊંધે કાંધ એમાં પડ્યો. ક્રોધને અંધ કહ્યો છે તે આનું નામ ! પોતાનો કુહાડો પોતાના માથામાં. એનાં સોયે વરસ પળમાં પૂરાં થયાં ! જે ખાડો ખોદે તે પડે તે આનું નામ !

આ વાત પર વખત વીતી ગયો. એક દહાડો આશ્રમમાં મણુઝર સાપ દેખાયો. એક તાપસને ડસ્યો. બીજે દહાડે આશ્રમની ગાયોને ડસ્યો. બધા એને પકડવા તૈયાર થયા, તો જે પકડવા આવ્યા એને જોતજોતામાં ત્યાં ને ત્યાં ભૂપીતા કર્યા. એની નજરનું ઝેર એટલું કાતિલ ! એક રાજાનો કુંવર નીકળ્યો. એનેય એ ડસ્યો. વણઝારાની તો જેટલી પોઠો અહીંથી પસાર થાય, એમાંથી બે–ચાર માણસ તો અહીં સદાને માટે રહી જાય !

થોડે દહાડે આશ્રમ ઉજ્જડ થઈ ગયો. થોડે દહાડે વાટ સૂની પડી. લોકો કહેવા લાગ્યા, કે પેલો ગુસ્સેબાજ કૌશિક મરીને આ સાપ અવતર્યો. આ આશ્રમ પર એને મમત્વ હતું, માટે અહીં જ જન્મ્યો. મમતા એવી વસ્તુ છે. ને ક્રોધી હતો માટે નાગ જ સરજાય ને ! નાગ જેવું ક્રોધી બીજું કયું પ્રાણી છે ? સહેજ વાતમાં પ્રાણ હરી લેનારું !"

ગોવાળોએ પોતાની વાત પૂરી કરતાં સારાંશમાં કહ્યું ' 'માટે મહારાજ, આ માર્ગ ટૂંકો ભલે હોય, પણ ચરવાળે લાંબે

બીજી નજર, ને જાણે હવા ગરમ ગરમ થઈ ગઈ!

ત્રીજી નજરનો ઘા, ને જાણે લીલાં ઝાડ પણ હમણાં ખાખ થઈ જશે!

આ પછી સાપ એક પળ નિશ્ચેષ્ટ ઊભો. પોતાના કાર્યની અસર જોવા એ થોભ્યો હતો. પણ એણે આશ્ચર્ય સાથે જોયું તો જળમાના પોયણા જેવો પેલો પુરુષ, આટઆટલી વિષ-વર્ષા પછી પણ, એવો ને એવો અડગ ઊભો હતો : ન હલ્યો-ચલ્યો હતો. ન કાળો પડ્યો હતો. ન એને ભય વ્યાપ્યો હતો.

નવી નવાઈની આ ઘટના પર એને એક ક્ષણ આશ્ચર્ય જાગ્યું. પણ ક્રોધ વિવેકને વિસરાવે છે. વિવેક વિસરાય તો જ ક્રોધ થાય ને! સાપ આગળ વધ્યો. એ ગૂંચળું વળ્યો શરીરને તીરની જેમ તાણ્યું, ને પછી ભાથામાંથી બાણ છૂટે તેમ છૂટ્યો—સીધો જઈને મહાવીર પાસે. પડતાંની સાથે એણે મહાવીરના પગના અંગૂઠે જોરથી ડંખ દીધો.

ડંખ તે કેવો? અંદરથી લોહીનો ફુવારો છૂટ્યો!

લોહી તે કેવું? ધોળું દૂધ જેવું! માના ધાવણ જેવું!

અને મહાવીરનું મુખ તો જુઓ. કેવું ભાવભર્યું છે એ! વાત્સલ્યઘેલી માતા જ જોઈ લો! રે, માતાના અંતરના પ્રેમ-રસાયનમાં જ એ કરામત છે, કે પુત્ર માટે પોતાના લોહીને પળવારમાં દૂધમાં ફેરવી નાખી શકે છે!

માતાના હૈયાનો પ્રેમ એવો છે. એને વટી જાય તેવું માતૃત્વ મહાવીરના હૃદયમાં હતું. માતા તો પોતાના પુત્ર

માટે જ પ્રેમ ધરાવતી હતી: મહાવીરરૂપી માતાનું વાત્સલ્ય તો જગતના જીવમાત્ર પર અનરાધાર વરસતું હતું!

ક્રોધનો ભંડાર ચંડકૌશિક આ જોઈ સ્તબ્ધ થઈ ગયો. આશ્ચર્યના આઘાતથી એ અંતરમાં ઘાયલ થઈ ગયો, ત્યાં તો મહાવીરના મુખમાંથી શબ્દો સર્યા....સુકાયેલી ધરતી પર જાણે વર્ષાનાં રિમઝિમ વાદળ વરસ્યાં:

'ચંડકૌશિક! ભાઈ!

'સમજ! સમજ!'

સાચા પ્રેમની ભાષાને માનવ તો શું, પશુ તો શું, પથ્થર પણ સમજે છે. પથ્થરહૃદયનો સાપ પણ આ શબ્દરૂપી રસાયનથી પીગળી ગયો. કાળભૈરવ સમો કાળો-તરો લાંબો સોટ થઈને મહાવીરના ચરણ પાસે પડ્યો.

ગુરુનું મૌન, શિષ્યને માટે વ્યાખ્યાન બન્યું.

પડ્યો પડ્યો સાપ જાણે દિવ્ય વાણી સાંભળી રહ્યો.

'અભય સામે ભય નિર્માલ્ય છે.

'જે બીતો નથી, બિવરાવતો નથી, એ વીર છે!

'દૂધથી ભરેલા ઘડામાં જેમ વિષનું એક જ ટીપું,

'તેમ ક્રોધ જીવનની સર્વ સંપત્તિનો વિનાશ નોતરે છે.

'તપસ્વીના જીવનમાં ક્રોધનો એક જ કાળો અંકુર, અને સર્વનાશ!

'રે ચંડકૌશિક! લોકો તારા બે ભવ નિરર્થક ગયા માને છે; પણ હું તારા કેટલાય ભવ નિરર્થક જતા જોઉં છું. કૌશિક! તારા પહેલાના ભવની જ વાત કરું.

'ગોભદ્ર નામનો તપિયો છે મહિના મહિનાના ઉપવાસ કરે છે કાયા ગાળી નાખી છે માયા કાઢી નાખી છે શ્રમણધર્મનું એ વિધિવત પાલન કરે છે એક વાર શિષ્ય સાથે એ ભિક્ષા લેવા નીકળ્યો ચોમાસાના દિવસો છે રસ્તાઓની બન્ને બાજુ ખાડાઓ પાણીથી ભરેલા છે દેડકા ડ્રાઉં ડ્રાઉં કરતા આમથી તેમ કૂદે છે, માર્ગ વચ્ચે પણ કૂદે છે ગોભદ્ર તપસ્વી સાવધાનીથી–ઉપયોગથી ચાલે છે, પણ અચાનક એક દેડકું પગ નીચે આવી ગયું, ત્યાં ને ત્યાં મરી ગયું

'શિષ્યે ગુરુનું ધ્યાન ખેંચ્યું, વાત ત્યાંથી પતી ગઈ લાગી પણ સાંજે ગુરુ–શિષ્ય દિવસના કાર્યોની આલોચના કરવા બેઠા, ગુરુએ બધા કર્મોને સંભાર્યાં, પણ દેડકીવાળું કર્મ ન સંભાર્યું શિષ્યે તરત ગુરુને કહ્યું 'સવારવાળી દેડકી રહી ગઈ, બાપજી! એ પાપની આલોચના બાકી રહી!'

'ગુરુને ક્રોધ ચડ્યો એમણે તો એક હાથનો ચેલો અને બે હાથની એની જીભ જોઈ કહ્યું 'રે મૂર્ખ! ગુરુનો આ અવિનય?' ને ગુરુ અવિવેકી શિષ્યને શિક્ષા કરવા ઊભા થયા શિષ્યની ચોટલી ઝાલી એને શિક્ષા કરવા ધાયા ચેલો પણ ચેત્યો ગુરુના ક્રોધને એ જાણતો હતો જ્વાળામુખી ફાટે ત્યારે તો ભાગવામાં જ સલામતી ચેલો ઊઠીને ભાગ્યો બહાર નીકળે તો ફજેતો થાય અંદર મકાનમાં આડોઅવળો થવા લાગ્યો વચ્ચે અનેક થાંભલા હતા એ થાંભલા આડે ચેલો છટકબારી રમવા લાગ્યો ગુરુનો ક્રોધ વધ્યો એમણે શિષ્યને પકડવા પેંતરા લેવા માંડ્યા જાણે ગુરુ–ચેલાએ જ ઉ–નડામણીની

રમત રમવા માંડી। એવામાં શિષ્ય પર ઝપટ કરતાં ગુરુનું થાંભલા સાથે જોરથી માથું અફળાયું. શ્રીફળની જેમ માથાનો ગોટો વધેરાઈ ગયો. ત્યાં ને ત્યાં ખોપરી ફાટી જવાથી ગુરુ મૃત્યુ પામ્યા. એ જ ગોભદ્ર શ્રમણનો બીજો અવતાર તે કૌશિક તાપસ. એનો ત્રીજો અવતાર તે તું સાપ! તપથી વિશુદ્ધ તારા જીવનમાં ક્રોધરૂપી વિષબિન્દુનો પ્રવેશ, ને કેટકેટલા ભવની બાજી તું હાર્યો!

પણ હવે આજ હારીને જીતી જા, ચંડકૌશિક!

સાપ હાલ્યો, મહાવીરને ફરતી ત્રણ પ્રદક્ષિણા ફર્યો. પણ અરે! આટલો બધો થાક! રોજ ચારો ચરવાના સો જોજન કાપતાં જે શ્રમ નહોતો કળાતો, એ ત્રણ પ્રદક્ષિણામાં અનુભવ્યો, પ્રદક્ષિણા કરીને એ ત્યાં પડ્યો.

બીજે દિવસે કેટલાક કૌતુકી ગોવાળિયા ડરતા ડરતા દૂરથી ડોકિયું કરવા આવ્યા. જોયું તો મહાવીર સ્વસ્થ ઊભા છે; સાપ ચરણમાં પડ્યો છે.

અરે! આ તો અપૂર્વ અચરજ! વાત વાએ ચઢી. થોડી વારમાં ગામલોકો એકત્ર થઈ ગયા. લોકોએ આત્માની આ પ્રેમભાષાને ચમત્કાર માન્યો. ચમત્કારમાં શ્રદ્ધા રાખનારા આત્માને ખોઈ નાખે છે; તેઓ સ્વાર્થની પૂજા આદરે છે.

શાન્ત ચંડકૌશિક લોકોની પૂજાનું પાત્ર બન્યો. ઘી–દૂધ એની દેહ પર ઢોળાવા લાગ્યાં. લોકો તો ચંચળ બુદ્ધિના છે. જરાક કંઈક નવતર જોયું કે મંડ્યા માથું નમાવવા. જરાક બખડજંતર થયું કે લીધો પોકો ને સામા ધાયા. આ માટે,

સાચા આત્માના ઉપાસકો લોકૈષણામા પડતા નથી કોઈ માથુ નમાવે તો રાજી થતા નથી, કોઈ માથુ વાઢે તો નારાજ થતા નથી

ઘીની સુગધે કીડીઓ આવીને આપની દેહને ચટકા ભરવા લાગી પદર દિવસ ચડકૌશિક સાપ એમ ને એમ પડ્યો રહ્યો ન ખાધુ, ન પીધુ આખરે કીડીઓએ એનો દેહ કોતરીને ચાળણી જેવો કરી નાખ્યો

ક્ષમાસાગર ચડકૌશિક ન હલ્યો, ન ચલ્યો બીજી તરફ લોકોની ભક્તિ વધી પણ લોકોની ઘી-દૂધ ને નૈવેદ્યની એ પૂજા છેવટે સાપનો પ્રાણ લઈ ગઈ!

સાપ ગયો, વાડ ખૂલી આશ્રમ જીવતો થયો ફરી વાર ત્યા લીલાલહેર વરતાઈ ગઈ

ભયની સામે અભયનો જય થયો

મહાવીર હવે ત્યાથી ચાલી નીકળ્યા પદર દિવસના ઉપવાસનુ પારણુ ઉત્તર વાચાળામા જઈને નાગસેનના ત્યા કર્યું નાગસેનના ત્યા ઉત્સવ ચાલતો હતો એનો પુત્ર બાર બાર વરસે પરદેશના પ્રવાસેથી સુખરૂપ પાછો ફર્યો હતો





[૧૯] ચાર યામ

કીર્તિ ને અપકીર્તિ હવા જેવાં ચચળ છે. એની સુગંધ કે દુર્ગંધને ફેલાતાં વાર નથી લાગતી. ચંડકૌશિકને પ્રતિબોધ આપ્યા પછી, મહાવીર જ્યાં જતા, એ પહેલાં એમની કીર્તિ ત્યાં પહોંચી જતી.

શ્વેતાંબી નગરીમાં એવું બન્યું. ત્યાંના પ્રદેશી રાજાને તરતમાં જ ખબર પડી ગઈ, કે એક શાન્ત, દાન્ત, ત્યાગી, તપસ્વી, મહાયોગી એના નગર પાસેથી નીકળવાના છે. એણે વિચાર્યું કે જેટલો સમય રોકાય તેટલો સમય રોકીને, તેમનો લાભ લેવો. સત્સંગનું અપાર ફળ છે. પોતાના પિતાનો જન્મ પણ આવા એક મહાયોગીના સત્સંગના પ્રતાપે સાર્થક થયો હતો: પરિણામે એમનું જીવન એક ધર્મવાર્તા સમું બની ગયું હતું. આ માટે રાજાએ નગરપાલકોને એમના આગમનની ખબર રાખવા માટે ખડી ચોકીનો હુકમ કર્યો.

એક દહાડો નગરપાળકોએ તેજસ્વી આકૃતિવાળા ને

સુમધુર ભાવવાળા મહાવીરને જોયા. જોતાંની સાથે તેમણે નક્કી કર્યું કે આ જ પેલા ભયંકર નાગને નાથનારા ચમત્કારી મહાયોગી!

તેઓએ રાજાને ખબર આપી. રાજા દોડતો આવ્યો, મહાવીરને ચરણે પડયો. એણે આત્મા વિષે કંઈ કહેવા કહ્યું. પણ મહાવીર તો પ્રાયઃ મૌન રહેતા.

રાજાએ કહ્યું: 'મારી વાત સાંભળો, હે મહાગુરુ! એ કથા પણ મારે માટે પુણ્યકર્મ જેવી છે. અમારા નાસ્તિક કુળના ઉદ્ધારની એ પુણ્યવાર્તા છે. રાજકુળને વિલાસી વાતાવરણમાંથી ઉદ્ધારવાના યત્નની એ કથા છે.

હે મહાસંન્યાસી! મારા રાજકુળનો વૃત્તાંત કહું. મારા પિતા અને પિતામહો જુદા ખ્યાલના મહાપુરુષો હતા. તેઓ આપ સર્વે જે વાત કહો છો, તે નહોતા માનતા. બલ્કે તેનાથી ઊંધી માન્યતા ધરાવતા.

તેઓ કહેતા:

'શરીરથી જુદો કોઈ આત્મા નથી.

'મર્યા પછી મરનારનો જન્માંતર નથી.

'પુણ્ય-પાપ છે નહિ. સુખદુઃખ વસ્તુ પર નિર્ભર છે. કાંટો વાગ્યો, ને દુઃખ થયું. સુંદર ભોજન જમ્યા, ને સુખ મળ્યું. સુખ એ સ્વર્ગ; દુઃખ એ નરક. આમાં કોઈ ત્રીજી વાતની વિચારણા શી?'

મારા પિતા જુવાનીમાં ભારે શોખીન હતા. તેઓ એમની આ માન્યતાઓને કારણે તો આખો દહાડો રંગ–રાગમાં ડૂબ્યા

રહેતા. વિચારવા યોગ્ય આત્મા, વિવેક કરવા યોગ્ય કર્મ–અકર્મ ને કર્મને યોગ્ય સ્વર્ગ–નરકની એમને કલ્પના જ નહોતી. તેઓ કહેતા, જીવન કેવું ટૂંકું, ને જગત કેટલું વિશાળ! ભોગવવાની ચીજોનો કેટલો બધો સુકાળ! ત્યાં વળી તપ–ત્યાગનું સ્થાન શું?

આત્મા, જન્મ, સ્વર્ગ, નરક બધું આ દેહમાં. કાંટો નરક, સુંદરી સ્વર્ગ, સુખ ઊપજે તે સુકૃત; દુઃખ ઊપજે તે દુષ્કૃત.

મારા પિતા પરણ્યા. મારી માતા જાજરમાન નારી હતાં. કંઈક પાપ પુણ્યમાં સમજતાં હતાં. મારા પિતાએ એમને કહ્યું:

'રાણી! ખોટી વાતોના ચાળે ચડી જિંદગી બગાડશો મા. દાનમાં કાંઈ નથી, દયામાં કાંઈ નથી. ક્ષમા તો મને સમજાતી નથી. તપ તો ભૂખે મરવાનો ધંધો છે. લુચ્ચા લોકોની એ ચાલબાજી છે. તું જાણતી નથી, કે મારાં દાદીમા ભારે ધર્મિષ્ઠ હતાં. મારા દાદા મારા જેવા નાસ્તિક વિચારના હતા. મારાં દાદીમા મરવા પડ્યાં ત્યારે મેં કહ્યું કે, તમે દયા દાન ને તપત્યાગ ઘણાં કર્યાં છે. સ્વર્ગમાં જાઓ તો મને ખબર આપવા આવજો, જેથી મને ખાતરી થાય કે, ના ના, તમારી વાત સાચી! દાન–પુણ્ય કંઈ છે ખરું.

'રાણી! એ રીતે મારા પિતા મરવા પડ્યા ત્યારે પણ મેં કહ્યું કે પિતાજી! નરકમાં જાઓ કે બીજે જાઓ, પણ મને કહેવા આવજો. રાણી! ન મારાં દાદી મને કંઈ કહેવા આવ્યાં, ને ન મારા દાદા આવ્યા!'

મારી માએ એ વખતે મારા પિતાને પૂછ્યું: 'સ્વર્ગ–નરક ભલે ન હોય, પણ આત્મા જેવું તો કંઈ છે ને!'

બગીચામાં વિરામ લેવા થોભ્યા.

ચિત્ત જરા આઘોપાછો થયો. રાજાએ આરામ કર્યે પછી ચિત્તે કહ્યું : 'અહીં એક મુનિ છે. કહો તો એમને મળીએ પ્રવાસના શ્રમથી મગજ કંટાળ્યું છે; બે ઘડી વાર્તાવિનોદ કરશું.'

મુનિનું નામ સાંભળી પહેલાં તો મારા પિતા ભડક્યા, પણ પછી વાર્તાવિનોદની વાત સાંભળી ચિત્તની સાથે મુનિની પાસે ગયા. મુનિની પ્રભાવશાળી ને સૌમ્ય મૂર્તિ જોઈ રાજાના અંતરમાં ભાવ જાગ્યો. અને એટલે તો ત્યાં જતાંની સાથે પોતાની માન્યતા નિખાલસ ભાવે મુનિને કહી દીધી. એણે કહ્યું:

'મુનિરાજ, હું આત્માને માનતો નથી; જન્માંતર સ્વીકારતો નથી; પુણ્યપાપના અસ્તિત્વમાં ઇતબાર ધરાવતો નથી.

મુનિ સમભાવી હતા. એમણે જોયું કે રાજા ભલે ધર્મમાં માનતો ન હોય, પણ સત્યપ્રિય ને નિખાલસ તો જરૂર છે. એવા પ્રત્યે તિરસ્કાર ન હોય. એવા પ્રત્યે સ્નેહ ને સમભાવ જરૂરી છે. કોઈ જીવનો તિરસ્કાર એ પણ હિંસા છે. સમભાવ જ એવાનો હૃદયપલટો કરાવી શકશે.

મુનિએ મીઠી વાણીમાં કહ્યું :

'રાજન! આ વૃક્ષનાં પાંદડાં કોણ હલાવે છે?'

'પવન!'

'આ ધૂળને આપણી તરફ કોણ ધકેલે છે?'

'એ પણ પવનનાં તોફાન છે!'

'આવા અવળચંડા પવનને તું જોઈ શકે છે?' મુનિએ

મીઠાશથી બીજો પ્રશ્ન કર્યો.

'ના.'

'ભોળા રાજા, પવન તો રૂપ, રસ, ગંધ, સ્પર્શ ને શબ્દવાળો છે, છતાં આપણે એને જોઈ શકતા નથી, તો રૂપ-રસ-ગંધ ને સ્પર્શ વગરના આત્માને તું કઈરીતે જોઈ શકે?'

રાજા આ અવનવી વાત સાંભળી રહ્યો.

મુનિ બોલ્યા : 'આત્મા આંખ યા ઇન્દ્રિયનો વિષય નથી. એની શોધ માટે તેં કરેલા ભૌતિક પ્રયત્નો નિરર્થક છે, એના માટે તો આધ્યાત્મિક પ્રયોગની જરૂર છે. હું ક્યારથી પ્રયત્ન કરું છું, પણ હજી મૂળ સુધી પહોંચ્યો નથી.'

આમ મુનિરાજે મૂળની વાતો કહી. જોતજોતામાં મારા પિતાનું મન ફેરવાઈ ગયું. એ પ્રભુ પાર્શ્વના ચાર યામ—અહિંસા, સત્ય, અસ્તેય ને અપરિગ્રહ—માં માનતા થયા. રાજા જે માને, એ પ્રજા પણ સ્વીકારે. આખું રાજ પ્રભુ પાર્શ્વ અને એમના ચાર યામમાં માનતું થયું. આમ બધા માનતા થયા, ત્યારે મારાં માતા સાફ ઇન્કાર કરીને ઊભાં રહ્યાં. મારાં માતા—જેઓ મારા પિતાના કહેવાથી ભોગ-વિલાસમાં માનતા થયાં હતાં, એ—હવે એમના અનેક વાર કહેવા છતાં, સમજાવવા છતાં, આત્મામાં માનતાં ન થયાં. માનવા ન માનવા જેવું પણ કંઈ નહોતું, પણ હવે આત્મા માને તો એમની સુખવિલાસની સૃષ્ટિ આખી ભૂંસાઈ જાય તેમ હતું!

માતા અને પિતાના સુખદ રાહમાં કાંટા ઊગ્યા.

હું એક વાર યુદ્ધને મોરચે હતો. યુદ્ધ બરાબર

જામ્યુ હતુ શત્રુ ઘેગવાની તૈયારીમા હતો ત્યા પિતાજીની આજ્ઞા આવી.

'યુદ્ધ બધ કરો એ લોહીના છાટણા નથી ગમતા સધિ કરો આપણે લોહી રેડી સીમાડા વિસ્તારવા નથી'

મને આ વાત ન ગમી પણ પિતાજીની આજ્ઞા હતી મનદુખ સાથે મોરચેથી પાછો આવ્યો માતાએ આ વાત જાણી એમણે મને ઉશ્કેર્યો ને પોતાની સાથે લીધો

એક વાર હુ ને માતાજી, પિતાજીનો જવાબ લેવ એમની પાસે ગયા માતા તો રોષમા હતી, એ બોલી

'વિલાસભવનો છાડીને અહી શુ બેઠા છો? આ બધુ શા માટે? કયા સુખ માટે? શુ તમને પણ કોઈ મૂડિયાએ ભરમાવ્યા છે?'

'ના, રાણી!' રાજાજીના શબ્દોમા અપૂર્વ શાન્તિ હતી, 'મને અધકારમા પ્રકાશ લાધ્યો ગઈકાલ સુધી દાન, શીલ, તપ વગેરે ભાવનાઓમા હુ નહોતો માનતો, નરક, સ્વર્ગ, આત્મા કે પુણ્યપાપ નહોતો સ્વીકારતો, પણ આજે'

'તો તમે મને કરી બતાવેલા પ્રયોગો ખોટા હતા?' રાણીએ ટકામા પૂછવા માડ્યુ

'હા રાણી' એ માટે મારે તમારી ક્ષમા યાચવી રહી સાચા ગુરુ વિના વાતનો મર્મ કોણ બતાવે? એવા ગુરુ મને મળ્યા, ગુરુએ મર્મ બતાવી દીધા'

'કોની રીતે?' મે વચ્ચે પૂછ્યુ

'હું ધારતો હતો કે મારાં તપ–ત્યાગવાળાં દાદીમા સ્વર્ગે ગયાં હોય તો મને કહેવા કેમ ન આવ્યાં? પણ ગુરુજી કહે કે, મનુષ્યનો દેહ તો ગંદકીનો ગાડવો છે. દેવનો દેહ તેજરૂપ છે. પૃથ્વીની ગંદકી ૫૦૦ યોજન સુધી ફેલાય છે. એક વાર જે ગંદકીમાંથી નીકળ્યો, તે બીજી વાર ગંદકીમાં આવે ખરો? કેટલાક દેવો આવે, પણ તેઓને ત્યાંનું સુખ બધું ભુલાવી દે છે! એ તો દુનિયામાં હોય ત્યારે દુનિયાના! વળી તારો અધાર્મિક દાદો નરકમાં ગયો હોય, તોપણ અહીં આવે શી રીતે? આપણે કોઈ ભયંકર પાપીને પાંચ દહાડા પણ કેદમાંથી મુક્તિ આપીએ ખરા?'

'કેવી બાળકબુદ્ધિ જેવી વાતો!' માતાએ તિરસ્કાર પ્રગટ કરતાં કહ્યું, 'તદ્દન નાખી દેવા જેવી વાતો!'

'કેટલીક વાર બાળક જેવી નિર્દોષતા જ આપણા જેવા મિથ્યાભિમાની ને મિથ્યાજ્ઞાનીનાં ડૂબતાં વહાણ બચાવે છે. ગુરુજીએ કહ્યું કે પેલા ચોરને તેં કાપ્યો તોય જીવ ન જડ્યો. પણ શાણો થઈને એટલું કાં ન સમજ્યો કે અરણીના વૃક્ષમાં અગ્નિ છે, પણ ચીરવાથી કે કાપવાથી એ નથી જડતો. વળી બંધ મકાનમાં કરેલો અવાજ બહાર ઊભેલા આપણને સંભળાય છે! જો રૂપી શબ્દ મકાન ભેદી બહાર આવી શકે તો જીવ તો અરૂપી છે, એનો પ્રવેશ ક્યાંય રૂંધાતો નથી. માટે સુકૃતમાં રસ રાખ, દુષ્કૃત્યનો ત્યાગ કર!'

'સુકૃત એટલે શું?'

'સારું કાર્ય—જેનાથી સંસાર સુખી થાય, આપણો

આત્મા ઉન્નત થાય !' પોતાની વાત પૂરી કરતાં મારા પિતાએ કહ્યું: 'રાણી, ટૂંકામાં એક સિદ્ધાન્ત કહું. જેમ આપણને કોઈ મારે એ આપણને ગમતું નથી, આપણને કોઈ ખરાબ શબ્દ કહે તે આપણને રુચતું નથી, તેમ સંસારના સર્વ જીવોને પણ અપ્રિય ગમતું નથી ને રુચતું નથી.'

'શું સહુનાં જીવન આપણાં સરખાં? પછી રાજા ને રંકમાં ભેદ શો? આપણે સુખી, સંપત્તિવાન, એટલે આપણ ને જીવવું ગમે, પણ ગરીબને જીવવું કેમ ગમે? એમન દુઃખિયારા જીવનને લંબાવીએ તો એમને ગમે ખરું? આ પેલા ઘેટાના જીવનનો શો અર્થ? એના દેહનું સુસ્વાદુ પકવાન્ન બને, એ જ એની સાર્થકતા નથી? આ નોકર, એનું સુખ આપણી સેવામાં ને એ દ્વારા એને મળતા સુવર્ણમાં. સર્વ જીવોને સમાન માનીએ તો સેવ્ય કોણ થશે અને સેવક કોણ રહેશે? સંસારનો વ્યવહાર પછી તો ખોરવાઈ નહિ જાય?' રાણી સૂર્યકાંતા—મારાં માતા—આટલું બોલી ચિડાઈને ચાલી નીકળ્યાં.

મેં પણ મસ્તક નમાવ્યું ને નિરાશ વદને માતાની પાછળ રવાના થયો.

પિતાજી આત્મધ્યાનમાં મસ્ત બની રહ્યા.

વાત તો વધતી ગઈ. રાજાજીએ તો દાન, દયા, ક્ષમા ને તપમાં બધું વિસારે પાડી દીધું. જે મજા એમને ભોગમાં ન લાધી, તે આ યોગમાં મળવા લાગી. પળે પળે ઉરકેશનું દિલ, સાગર સમ ગંભીર બનતું ચાલ્યું. જે દીન, અધમ, હલકા

લોકો તરફ તિરસ્કાર હતો તેના તરફ એમણે પ્રેમ વરસાવવો શરૂ કર્યો. રાજાજી, રાજસંન્યાસી બની જીવનની નવી મીઠાશ માણી રહ્યા. ઘડીભરના સત્સંગે એમને નવા માનવી બનાવી દીધા.

માતા સૂર્યકાંતાનો જાજરમાન દેહ આ પ્રવૃત્તિઓથી ક્રોધે ધમધમી રહ્યો. આખરે રૂઠેલાં રાણીએ મને બોલાવ્યો, પૂછયું: 'વત્સ, બોલ ભિખારી થવું છે કે રાજા?'

'રાજા!'

'તો તારા બાપને તારા માર્ગમાંથી દૂર કર. આજ હું પત્ની મટી ગઈ છું. માતાપદના બળથી કહું છું: રાજસંપત્તિ લૂંટાઈ રહી છે, સૈન્ય ઓછું થઈ રહ્યું છે, બ્રાહ્મણ ને શ્રમણો વધી રહ્યા છે. આ વિનાશને તું અટકાવ.'

'એ માટે હું શું કરું, મા?'

'લે આ વિષનો પ્યાલો! ભાવના કરતાં કર્તવ્ય મહાન છે. આપી દે તારા પિતાને! એને મન તો આત્મા અમર છે, દેહ વિનશ્વર છે. તો પછી વિનશ્વર ભલે વિનાશ પામતો!'

હું માતાના મારા તરફના વાત્સલ્યભાવને વંદી રહ્યો. પુત્રના કલ્યાણ માટે માતા કેટલો ભોગ આપતી હતી! પણ હું ભારે વિમાસણમાં પડયો; આખરે કંઈ નિર્ણય ન કરી શકવાથી ત્યાંથી મૂંગો મૂંગો ચાલી નીકળ્યો.

હું નિર્બળ હતો, પણ માતા સબળ હતાં. એમણે એક દહાડો ભંડારમાંથી કાતિલ વિષ કઢાવ્યું; ઘોળીને મારા પિતાજીને માટે તૈયાર કર્યું. એમની પહેરવાની માળામાં પણ ઝેર રેડાયું. વસ્ત્રો પણ વિષમિશ્રિત તૈયાર થયાં. એવડે દોરે બધી તૈયારી થઈ!

પિતાજીએ વસ્ત્ર પહેર્યાં, રૂંવે રૂંવે વેદના ઝગી. ફૂલ માળા ધારણ કરી, ને કંઠમાં શોષ પડચા. સામે અન્ન આવ્યું. એ સમજી ગયા. એમની શ્રદ્ધાની આ આકરી પરીક્ષા હતી.

'તેઓએ હસતાં હસતાં કહ્યું: 'રાણીજીને મારા પ્રણામ કહેજો. આત્મા ને દેહ જુદા છે, એ મારી માન્યતાને ઠીક કસોટીએ ચઢાવી! વિદાય!'

પિતાજી વિષપાન કરી ગયા. મૃત્યુ પણ ભવ્ય રીતે માણ્યું. મરતાં સુધી કોઈને કડવું વચન ન કહ્યું. મને, મારી માતાને, સહુને પ્રેમભરી શિખામણ આપી વિદાય લીધી.

એ દિવસે આત્મા માટે નાસ્તિક હું આસ્તિક બની ગયો, પ્રભુ પાર્શ્વનો પૂજારી બની ગયો. ચાર યામમાં શ્રદ્ધા ધરાવતો થયો.



પોતાની વાત પૂરી કરતાં રાજા પએસીએ કહ્યું: 'ભલે આજ આપ મને કંઈક વિશેષ દર્શન ન કરાવો, પણ જ્યારે આપની સાધના પૂરી થાય ત્યારે અમને ભૂલશો નહિ.'

મહાવીર તો મૌન ભાવે જ આગળ વધ્યા.

પણ રાજા પયેસીએ પ્રભુના એ મૌનમાં સંમતિનાં દર્શન કર્યાં.



પહેલા ત્રણ યામ હતા: અહિંસા, સત્ય, અપરિગ્રહ
પછી ભગવાન પાર્શ્વે ચાર યામ પ્રરૂપ્યા ચોથો યામ અસ્તેય.
યામ એટલે વ્રત અથવા શીલ



# [૨૦] સંસારનો કાર્ય-કારણ ભાવ

ગંગા નદી બે કાંઠે ભરપૂર હતી. સુરભિપુરથી રાજગૃહ તરફ જતા મહાયોગી મહાવીરને ગંગા નદી પાર કરવાની હતી.

સિદ્ધદંત નામનો નાવિક પોતાની નાવ લઈને કાંઠે ઊભો હતો. ઉતારુઓ એક પછી એક એમાં બેસતાં હતાં. મહાયોગી મહાવીર પણ ગંગા પાર કરવા ઉતારુઓની સાથે નાવમાં ચઢ્યા.

સમય થતાં કિનારેથી નાવ ઊપડી. આ વખતે એકાએક જમણી બાજુના કિનારા પર ઘુવડ બોલ્યું. ધોળો દિવસ, છતાં ઘુવડ બોલ્યું ! આ નાવમાં ખેમિલ નામનો એક નિમિત્તવેત્તા બેઠો હતો. એ એકાએક બોલી ઊઠ્યો :

'ભાઈઓ ! આ ઉલૂકધ્વનિ સાંભળ્યો ને ? ભારે અપ-

શુકન ગણાય એ તો ! આજ આપણને પ્રાણાન્તક કષ્ટ આવી પડે તો ના નહિ.'

એમિલ આમ બોલતો બોલતો બધા પ્રવાસીઓ તરફ ભયથી નજર ફેરવવા લાગ્યો; ત્યાં તેની દૃષ્ટિ નાવના એક ખૂણે બેઠેલા મહાયોગી મહાવીર પર પડી. નજર પડતાંની સાથે એના મુખ પર હર્ષની રેખાઓ તરવરી ઊઠી. એ હર્ષની કિકિયારી સાથે બોલ્યો:

'ભાઈ ઓ, નિશ્ચિંત રહેજો. જેમ એકના પાપે વહાણ ડૂબે છે, તેમ એક પુણ્યવંતાના પુણ્યે ડૂબતી નૌકા તરે છે. આપણામાં એક માણસ એવો છે, કે જેના પુણ્યે આજ આપણે તરીશું.'

સિદ્ધદંત કુશળ નાવિક હતો. થોડી વારમાં તો તે નાવને નદીની અધવચ સુધી ખેંચી ગયો. ગંગા નદી ત્ય વેગમાં વહેતી હતી. પણ સિદ્ધદંત નાવિકની નિગેહબાની નીચે ડરવા જેવું કશું નહોતું—આ સામે પાર પહોંચ્યા સમજો ! પણ એટલી વારમાં તો ભયંકર વાવાઝોડું ધસી આવ્યું. ગર્જનાઓ થવા લાગી. વીજળી ચમકવા લાગી. પહાડ જેવડાં મોજાં ઊછળવા લાગ્યાં.

લાકડાના દડાની જેમ નાવ એ મોટાં મોટાં મોજા પર નીચે-ઊંચે થવા લાગી. એની જોડો ફાટવા લાગી. એના રસ્સાઓ તૂટવા લાગ્યા. કૂવાથંભ તો કડડભૂસ થઈ ને નીચે પડ્યો. સઢના ચીરે-ચીરા ઊડી ગયા. નાવમાં બેઠેલાં બધાં આકુળવ્યાકુળ થઈ ગયાં. કેટલાંક હાયવરાળ કાઢવા લાગ્યાં. કેટલાંક ભાગ્યને ભાંડવા માંડયાં. કેટલાંક મરણને આગળ ઊભેલું જોઈ રડવા લાગ્યાં.

સિદ્ધદંત જેવો સિદ્ધહસ્ત નાવિક પણ ગભરાઈ ગયો. હૈયાશોકની આ સૃષ્ટિમાં ફક્ત મહાવીર એક ખૂણે શાન્ત-સૌમ્ય ભાવે બેઠા હતા. એમના મુખ પર અપાર નિર્ભયતા હતી. આવાં વાવાઝોડાં તો જાણે કંઈ જોઈ નાખ્યાં હતાં !

માથા પર આકાશમાં એક કાળુ ઘોર વાદળ પડવા માટે તોળાઈ રહ્યું હતું. એ પડયું કે પડશે ! હમણાં પ્રલય મચી જશે !

એવામાં ક્ષિતિજના એક ખૂણેથી બીજાં બે વાદળ આકાશના મધ્યભાગમાં ધસી આવ્યાં. હવે તો ચારે તરફ અંધકાર પ્રસરી ગયો. થોડી વારમાં પેલાં બે વાદળો, આકાશમાં અડ્ડો જમાવીને પડેલા ભયંકર વાદળ સાથે જોરથી અથડાયાં. એ અથડાયાનો એવો ભયંકર અવાજ ઊઠ્યો, કે બધાં સમજ્યાં કે હવે બચવાનો કોઈ આરો—ઓવારો નથી.

ઘડીભર ગર્જના ને વીજળીથી પૃથ્વી, પાણી ને આકાશ ગાંડાં બની ગયાં. પણ થોડી વારમાં જાણે પેલાં બે વાદળો અડ્ડો જમાવીને પડેલા પેલા એક વાદળને ગળી ગયાં, ને પાછાં ક્ષિતિજમાં ઊતરી ગયાં.

પળ વારમાં આકાશ સ્વચ્છ થઈ ગયું. સૂરજનાં સોનેરી કિરણો ગંગાના જલપટ પર રમવા લાગ્યાં. નાવ પોતાનો માર્ગ સરળતાથી કાપવા લાગી. સહુ મનથી ઇશ્વરનો પાડ માની રહ્યાં. બધાંને થયુ, આજ નવો અવતાર પામ્યાં !

નાવ કિનારે લાંગરી, કે સહુ કૂદી કૂદીને નીચે ઊતરવા-લાગ્યાં. આ વખતે નિમિત્તશાસ્ત્રી ખેમિલે કહ્યું:

'અરે, તમે સહુ જેને કારણે નવો અવતાર પામ્યાં, તેને તો પ્રણામ કરતા જાઓ.'

સહુ મહાવીરની પાસે આવીને પગે પડ્યા. પણ કેટલાંક તો બિચારાં ઝટ ઝટ ઘર તરફ દોડ્યાં. હજીય એમનું હૈયું ધડકતું હતું. કોઈ નમે કે ન નમે, મહાવીરના મનમાં તો બધું સરખું હતું.

એમિલ નિમિત્તશાસ્ત્રીએ સહુને ભેગા કરતાં કહ્યું: 'તમને કોઈને આ તોફાન કેમ થયું ને આ તોફાન કેમ શમ્યું, તેના કાર્ય-કારણ ભાવની કંઈ પડી નથી. તમે તો માન્યું કે વા વાયો ને તોફાન જાગ્યું; વા બંધ થયો, ને તોફાન શમ્યું. બે-ચાર વાદળાં આવ્યાં, ને ગયાં. બસ એટલું જ. પણ એટલું સહુ યાદ રાખો કે આ જગતમાં નિમિત્ત વિના એક પીંછું પણ આઘુંપાછું થતું નથી. આ તોફાન જગાવનાર એક દેવ હતો. પૂર્વભવમાં એ એક સિંહ હતો. એ વખતે મહાવીર ક્ષત્રિયપુત્ર હતા. આ સિંહ જ્યાં રહેતો હતો, એની આસપાસનાં ગામનાં ગામ ઉજ્જડ થઈ ગયાં હતાં; રસ્તાઓ વેરાન થઈ ગયા હતા; ખેતરો ખેડ વિનાનાં પડ્યાં હતાં; નવાણ સૂનાં પડ્યાં હતાં. એ સિંહને કોઈ મારી શકતું નહિ; જે એને મારવા જતું એ કદી જીવતું પાછું ન આવતું.

એ વખતે પ્રજાપતિ નામના એક ખંડિયા રાજા હતા. એમને ત્રિપૃષ્ઠ નામે પુત્ર હતો. રાજા પ્રજાપતિને તેમના ઉપરી રાજા તરફથી સંદેશો આવ્યો, કે સિંહની ચોકી કરવાનો હવે તમારો વારો છે. ખબરદારીથી ચોકી કરજો.

આ વખતે રાજકુમાર ત્રિપૃષ્ઠ નાનો કિશોર. એણે હઠ લીધી, કે સિંહની ચોકીએ હું જઈશ. પિતાએ કહ્યું કે તું હજી નાનો બાળ છે! તારું કામ નહિ!

ત્રિપૃષ્ઠે એ વખતે ગર્જીને કહ્યું : 'નાનો બાળ છું, પણ સિંહબાળ છું. પરોપકારના કામમાં બાળક કે વૃદ્ધ ન જોવાય! ગા વાળે તે ગોવાળ.'

ત્રિપૃષ્ઠ વનમાં ગયો. સિંહ એકલો બોડમાં બેઠો હતો. ત્રિપૃષ્ઠે કહ્યું કે એ નિઃશસ્ત્ર છે, ને એકલો છે. માટે મારે એકલાએ જ જવું જોઈએ ને વગર હથિયારે લડવું જોઈએ.

રાજકુમાર એકલો બોડમાં ગયો. સિંહને પડકાર્યો. બન્ને બથ્થંબથ્થા આવ્યા. પણ ત્રિપૃષ્ઠ કોનું નામ! એણે સિંહનાં બે જડબાં પકડી એને ઊભો ને ઊભો ચીરી નાખ્યો! સિંહ ત્યાં ને ત્યાં મરણ પામ્યો.

સિંહને મારનાર ત્રિપૃષ્ઠ કુમારનો નવમો ભવ તે મહાવીરનો. સિંહ પણ સિંહ જ હતો. એને લાગ્યું કે અરેરે! મરવાનો તો વાંધો નહિ, પણ એક નાના બાળકને હાથે મોત! કેટલી લજ્જાની વાત! આ વખતે ત્રિપૃષ્ઠ રાજ-કુમારના મિત્ર સારથિએ આશ્વાસન આપ્યું, કે તને માર-નાર કોઈ સામાન્ય માણસ નથી; એ તો ભાવિ ચક્રવર્તી છે. માટે શાન્ત થા! પછી એ શાંતિથી મર્યો. સિંહ મરીને દેવ સરજાયો. આજે મહાવીરને જોયા, ને એને પોતાનું પૂર્વ વેર યાદ આવ્યું. એણે આ તોફાન જગાવ્યું. એનું નામ સુદંષ્ટ્ર નાગ!'

નિમિત્તશાસ્ત્રી ઉત્પલ થોડો વાર થોભ્યો. એણે ત્યારે

તરફ નજર કરી, તો મહાવીર ન મળે. એ તો આગળ ચાલ્યા ગયેલા.

'તોફાન જગાવનારને જાણ્યો. હવે તોફાન શમાવનારની વાત કહો!' પ્રવાસીઓએ કહ્યું.

'એ કથા પણ કહું છું. મથુરા નામે નગર છે જિનદાસ નામે વેપારી છે. તેને સાધુદાસી નામની સ્ત્રી છે બન્ને ધર્મિષ્ઠ છે; સંસાર-સાગરને તરવાનાં ઈચ્છુક છે.

જિનદાસને ત્યાં એક ગોવાળણ દહીં-દૂધ આપવા આવે. દહીંદૂધ ભારે ચોખ્ખાં લાવે. ગોવાળણ ભારે પ્રમાણિક આ કારણે શેઠ-શેઠાણીના તેના પર ચાર હાથ.

એક વખત ગોવાળણીને ત્યાં વિવાહ-પ્રસંગ આવ્યો શેઠ-શેઠાણીએ ધન, ધાન્ય, કપડાં, ઘરેણાં વગેરે ખૂબ આપ્યું. ગોવાળણીનો પ્રસંગ ભારે ઠાઠમાઠથી ઊજવાયો. ભોળાં દિલનાં એ લોકોના મનમાં થયું કે ખરે વખતે શેઠે આપણી આબરૂ વધારી, આપણે ગુણ માનીએ તેટલો ઓછો!

ગોવાળણની પાસે બે સારા બળદ હતા. પેટના દીકરાની જેમ વહાલથી મોટા કર્યા હતા. નામ રાખ્યાં હતાં સંબલ અને કંબલ! બન્ને જણાં સંબલ-કંબલને લઈને શેઠને ઘેર બાંધી આવ્યાં. શેઠે ઘણી ના પાડી, પણ એ તો બાંધીને ચાલી નીકળ્યાં. કોઈ વાતે ન માન્યાં.

જિનદાસ શેઠે બન્ને બળદને પ્રેમથી પાળ્યા, આખો દિવસ સાથે ને સાથે. બળદ પણ એવા સંસ્કારી કે શેઠ વ્રત રાખે, શેઠ ઉપવાસ કરે, તો પોતે પણ ન ખાય. સ્વચ્છ જળ

સિવાય બીજું જળ ન પીએ! ફક્ત ખોળિયું પશુનું, પણ આચરણ માણસ જેવાં. શેઠ કદી એમને આંખથી અળગા ન કરે. ન રથે જોડે, ન ગાડે ઘાલે.

ગામમાં દર વર્ષે ભંડીરવણ યક્ષનો મેળો ભરાય. આ વખતે વાહન-ક્રીડાની શરત રમાય. જિનદાસ શેઠનો મિત્ર આ શરતમાં ભાગ લેવાનો હતો. એણે વિચાર્યું, કે મારા મિત્ર જિનદાસના બે બળદ રથે જોડું, તો મને કોઈ આંટી ન શકે. અને જ્યાં જિનદાસ જેવો, દોસ્તીમાં જીવ પણ આપવામાં આનાકાની ન કરે એવો મિત્ર હોય, ત્યાં કંઈ અડધા દિવસ માટે બળદ આપવાની એ કંઈ ના પાડે?

એ મિત્રે તો જિનદાસને પૂછવાની પણ જરૂર ન જોઈ. બળદ લઈ જઈને રથે જોડયા. શરતના મેદાનમાં આ બે બળદોએ કમાલ કરી. જિનદાસ શેઠને ત્યાં આવ્યા પછી, બળદ કદી રથે જોડાયા નહોતા એટલે એમને તો અનભ્યાસે વિધવિદ્યા-જેવું થયુ હતું કોઈવાર ઢીલા પડી જતા, પણ પેલો મિત્ર પરોણી ઘોંચતો કે લાકડી મારતો. અને પરોણીની આર અડી કે એમને પાંખો આવતી. શરતમાં એમને કોઈ આંબી ન શક્યું. આખરે સાંજે શરત જીતીને પેલો મિત્ર પાછો આવ્યો. જિનદાસને શોધ્યા પણ એ ઘેર નહોતા. ખીલે બળદ બાંધીને એ ચાલ્યો ગયો.

જિનદાસ સાંજે ઘેર આવ્યા. આવતાંની સાથે પોતાના પ્યારા બળદો પાસે ગયા. પણ તે વખતે તેઓની સ્થિતિ ભારે દયાજનક જોઈ. મોંમાંથી લોહી પડતું હતું. બેઠા હતા

ત્યાથી હલી-ચલી શકતા નહોતા હતા તો મજબૂત, પણ રોજ ખીલે બાંધી રાખેલા હોવાથી કામ કરવાની કે દોડવાની તાકાત તૂટી ગઈ હતી એમા એકદમ ખૂબ દોડવાનું આવ્યુ !

જિનદાસને જોતાજ બન્ને બળદ બેઠા હોય, તો ઊભા થઈ જતા, પણ આજે તેમનાથી એ બની શક્યુ નહિ. ઊભા થવા ગયા, તો લથરિયું ખાઈને નીચે પડ્યા મોમાથ ફીણ નીકળી પડ્યા મોટી મોટી આખોના ડોળા ફેરવત પોતાના સ્વામીને એ દયામણી રીતે નીરખી રહ્યા જિનદાસ પાસે ગયા જોયુ તો આખા ડિલ પર પરોણાના સોળ ઊઠ્યા છે ને પીઠની પાછળના ભાગમા પરોણીની આર વારવાર ભોકાવાથી લોહી ટપકે છે.

શેઠે નોકરોને બોલાવ્યા નોકરોએ બધી વાત કહી એમણે કહ્યુ 'અરેરે! દોસ્તીમા મારો જીવ માગત તો જીવ આપત, પણ આ બે બળદ તો મને જીવથી પણ વધુ વહાલા છે' જિનદાસે પૌષ્ટિક ખોરાકના થાળ મગાવ્યા, પણ બળદ મોઢુ જ માડી ન શક્યા પશુવૈદ તેડાવ્યા, પણ કોઈની કઈ કારી ન ચાલી

શેઠ તો ખાવુ-પીવુ છોડી બળદ પાસે બેઠા ઘડીમા દેહ પર હાથ ફેરવે, ઘડીમા કાનના ધર્મમત્ર સભળાવે, ઘડીમા બજવાળ આવે તો પપાળે આમ શેઠની સામે જ બન્ને બળદ મૃત્યુ પામ્યા મરીને એ બન્ને દેવ સરજાણા એમણે સુદ્રષ્ટ દેવને તોફાન જગાવતો જોયો, ને નાવમાં ભગવાન મહાવીરને જોયા, એટલે એમને બધુ યાદ આવ્યુ.

એમણે આવીને આ તોફાન શમાવ્યું!'

લોકો બોલ્યા : 'વાહ, વાહ! દુનિયામાં કાર્ય-કારણનો ખરો સંબંધ છે. આપણે જે ઘટનાઓને અકસ્માત માનીને વીસરી જઈએ છે, એ બધી પાછળ સ્વ-કર્મનો એક છૂપો તંતુ સંધાયેલો હોય છે. પાંદડુ પણ નિમિત્ત વિના હાલતું ચાલતુ નથી!'

બીજા બોલ્યા : 'ભાઈ! દુનિયામા કોઈ માથું કાપનાર છે, તો કોઈક માથું ઉતારી આપનાર પણ છે. આવાં સતિયાં પર તો આ સૃષ્ટિ નભી છે.'

આમ બોલતા ઉતારુઓ પોતપોતાને સ્થાને જવા ાના થયા.



ધોબીડા! તુ ધોજે મનનુ ધોતિયુ રે,
રખે રાખતો મેલ લગાર રે'
એણે રે મેલે જગ મેલુ કર્યું રે,
વણધોયુ ન રાખ લગાર રે.
—શ્રી. સમયસુંદર



[૨૧]

## સવાઈ ચક્રવર્તીનાં પગલાં

ગંગાના તટની રેતી પર બે પગલાંની હાર અંકાઈ ગઈ હતી. એક વિદ્વાન માણસ એ પગલાં જોતો જોતો—જોતો જોતો નહિ, પણ જાણે પૂજતો પૂજતો આગળ વધતો હતો. એની પાછળ કેટલાય અનુયાયીઓ હતા.

'અરે મહાગુરુ! તમે રેતીમાં શું જુઓ છો?'

'ભાઈઓ! હું આ રેતી પર પડેલાં પગલાંની પંક્તિ પરખું છું.'

'એમાં શું પરખો છો?'

'આ પગલાં કોઈ ચક્રવર્તીનાં છે.'

'ચક્રવર્તીનાં પગલાં?'

'હા, એની રેખાઓ, એનાં ચિહ્નો એને ચક્રવર્તી બતાવે છે. પણ હાલમાં તે દુઃખિયારો જીવ લાગે છે.'

'શા કારણે તમે એને દુઃખિયારો જાણો ?'

'ચક્રવર્તીની પાછળ તો ચતુરંગ સેના હોય. અને આ પગલાં તો કોઈ એકાકીનાં જ છે.'

'તો ચાલો, આપણે એને મદદ કરવા જઈએ.'

'જરૂર. હું એ માટે પગલેપગલું મેળવી રહ્યો છું. આવા દુઃખિયારા ચક્રવર્તીની યત્કિંચિત્ પણ સેવા કરી હોય, તો ભવિષ્યમાં આપણને ઘણો લાભ મળે.'

'તો ચાલો, અમે પણ આવીએ !'

બધા ચાલી નીકળ્યા. આ પગલાં પરખનારો પુષ્ય નામનો મહાસામુદ્રિક હતો. પોતાના જ્ઞાન માટે એ વખતની દુનિયામાં એ પંકાયેલો હતો. એને પોતાના કથન પર પરમ વિશ્વાસ ને પોતાના જ્ઞાનનું અજબ અભિમાન હતું.

પગલેપગલું સાધતા બધા આગળ વધ્યા. આખરે તેઓ નિશ્ચિત ઠેકાણે આવી પહોંચ્યા. પણ ત્યાં જોયું તો સાવ વિપરીત દૃશ્ય ! ચક્રવર્તીને બદલે એક સાવ નગ્ન ભિક્ષુ ત્યાં ઊભો હતો ! દેહ પર વસ્ત્ર નથી. માથા પર છત્ર નથી. પગ સાવ ખુલ્લા છે ! શરીર રજોટાયેલું છે.

'અરે ! આ તો કુંજરને ઠેકાણે કીડી મળી !' બધા હસી પડ્યા.

પુષ્ય સામુદ્રિક તો સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. એને તો કાપો તોય લોહી ન નીકળે ! થોડી વારે એ ગુસ્સામાં બોલ્યો :

'શાસ્ત્રો પરથી મારો વિશ્વાસ સરી જાય છે હું શાસ્ત્રગ્રંથોને જલશરણ કરી દઈશ.'

આ વખતે એક જણાએ જરા મહાવીરની પાસે જઈને, એમને બરાબર નીરખીને કહ્યુ :

'અરે પુષ્ય! તમે ખોટા નથી. સાચે જ, આ કોઈ સામાન્ય વ્યક્તિ નથી; આ તો ચક્રવર્તી પણ જેના ચરણમાં સિર ઝુકાવે, એ પ્રભુ મહાવીર છે. ભાવિ તીર્થંકર છે ચક્રવર્તીથીય સવાઈ ચક્રવર્તી છે—ધર્મચક્રવર્તી છે'

આ સાભળી સહુ મહાવીરને વદી રહ્યા પુષ્ય સામુદ્રિકનુ મન પણ શાન્ત થયુ



नमोत्थु णं
धम्म-वर-चाउरंत-चक्क-वट्टीणं ।

નમસ્કાર હો!
ધર્મથી ચારેય દિશાઓને જીતનાર ધર્મચક્રવર્તીને'



[૨૨]

# આર્ય ગોશાલક

સત્યની શોધ કાજે માનવી ર્વસ્વ ફગાવી દેતો, એવા ઉત્સાહભર્યા એ દિવસો હતા. વા દિવસોની એક સુંદર સવારે, અષાઢનાં વાદળો હજી જી રહ્યાં હતાં ત્યાં, એક તેજસ્વી જુવાન આવીને શ્રી. હાવીર વર્ધમાન સામે ઊભો રહ્યો. રાજગૃહ નગરીના લંદાપાડાની (નાલંદા વિશ્વવિદ્યાલયવાળું સ્થળ) વણકર-ળામાં મહાવીર ચાતુર્માસ માટે સ્થિર થયા હતા.

ગર્જી રહેલાં વાદળો વરસી પડ્યાં, અને પેલો જુવાન મણ મહાવીરના ચરણમાં નમ્યો, વંદ્યો ને બોલ્યો :

'હું ગોશાલક—આજીવક સંપ્રદાયનો આચાર્ય, અનેક શેષ્યસેવકોનો આરાધ્ય—હે મહાશ્રમણ! આજે આપનો શિષ્ય વા ચાહું છું. રાજવંશી જેવું રૂપ, ચક્રવર્તી જેવું તેજ ને મૃહસ્પતિ જેવી આપની વાણી સાંભળી હું પ્રસન્ન થયો છું. દેહ

પર મેળવેલા આપના વિજયને, ક્ષુધા–તૃષાએ સ્વીકારેલી આપની અધીનતાને હું વદું છું આપની પાસે હું પ્રવર્જિત થવા ઈચ્છુ છુ મારો શિષ્ય તરીકે સ્વીકાર કરો જીવનના અજ્ઞાન પડદા આપની ચરણ–ઉપાસના દ્વારા ભેદવા ઈચ્છુ છુ '

શ્રમણ મહાવીરે ફરી ફરીને એ તરુણ તપસ્વીને નીરખ્યો તરુણાવસ્થા હતી આખોમા અભયની જ્યોત હતી ઓષ્ઠ પર દૃઢ નિશ્ચયની રેખા હતી જીભ પર પાંડિત્ય હતું વાણીમા જ્ઞાનની તૃષા હતી છતાય માગણીનો જવાબ ન વાળ્યે પણ ગોશાલક તો મહાયોગીનો બદો બની ત્યા જ રહી ગયે સેવા છે, ભાવના છે, ભક્તિ છે, આજ નહિ સ્વીકારે તો કાલે સ્વીકારશે

એક દિવસ ભિક્ષા માટે જતા ગોશાલકે સ્વાભાવિક પ્રશ્ન કર્યો 'આજે મને કેવો આહાર મળશે, પ્રભુ ?'

'કોદરાના ભાત, ખાટી છાશ ને ઉપર દક્ષિણામા ખોટે તાબીઓ'' ગુરુથી સ્વાભાવિક રીતે કહેવાઈ ગયુ

ગોશાલકને ગુરુવાક્યને કસોટીએ કસવુ હતુ ઘણ રખડ્યા, પણ આખરે તો મળવાનુ હતુ તે જ મળ્યુ ગોશાલક અપાર શ્રદ્ધાથી શ્રમણ મહાવીરનો ચરણકિંકર બની રહ્યો

નાલદાપાડાનુ ચાતુર્માસ પૂરુ કરી મહાવીર નીકળ્યા ત્યારે ગોશાલક ભિક્ષા માટે બહાર ગયો હતો એ પાછો આવ્યો ત્યારે એણે મહાવીરને ત્યા ન જોયા એણે મોટી વાટ જોઈ, કદાચ ક્યાય ગયા હોય પછી એણે નાલંદાની ગલીએ ગલી શોધી વાળી, પણ મહાવીરનો કયાય પત્તો ન લાગ્યે

ગોશાલકને મહાવીરદેવની રટના લાગી હતી. એણે પોતાના નિવાસસ્થાને આવી, પોતાનું જે કંઈ હતું તે બ્રાહ્મણોને દાન કરી દીધું, ને પોતે માથું મૂંડાવી બહાર નીકળી પડચો.

શોધતો શોધતો એ કોલ્લાગ સન્નિવેશ પહોંચ્યો. અહીં લોકોમાં ભગવાનની તપસ્યાની ને પારણાની ચર્ચા ચાલતી સાંભળી. લોકો કહેતા: 'અરે, આખા ચાર મહિના, ને પ્રભુ બે વારજ કરપાત્રમાં આવે તે ભિક્ષા લે. કેટલીક વાર તો આખા ચાતુર્માસમાં એક જ વાર ભિક્ષા! અરે, ક્ષુધા-પિપાસા પર આવો કાબૂ તો જીવનમાં પહેલી વાર જ નીરખ્યો!'

કોઈ કહેતું: 'આપણે માનીએ છીએ કે દિવસમાં ત્રણ-વાર ન ખાઈએ, પૌષ્ટિક આહાર ન લઈએ તો મરી જઈએ. પણ આ મહાયોગી તો ચારચાર મહિના સુધી નિરાહાર રહે છે, ને રોજ કેટલાય ગાઉનો પથ કાપે છે. સાથે ધ્યાન-ધારણા પણ ચાલુ જ હોય છે.'

ગોશાલકે તરત જાણી લીધું કે આ પોતાના ઈષ્ટદેવની સુકીર્તિ-ગાથાઓ છે. મહાવીર આટલામાં જ હોવા જોઈએ, તરત તેણે ભગવાનને શોધી કાઢચા.

ચરણમાં નમસ્કાર કરતો એ બોલ્યો :

'ભગવન્, આપ મારા ગુરુ, હું આપનો ચેલો. મારો સ્વીકાર કરો.' શબ્દોમાં આર્જવ હતું, નિરાધારતા હતી, વાત્સલ્ય ઊભરાય તેવી શરણાગતિ હતી.

'વત્સ! હું તારો શિષ્ય તરીકે સ્વીકાર કરું છું. આત્મવિલોપન એ જ આત્મવિજયની ચાવી છે. વૃક્ષ થવા

ઈચ્છનાર બીજને પહેલાં પૃથ્વીમાં દટાવું પડે છે.' શ્રમણ મહાવીરે પોતાના ઉપદેશનો સાર કહી દીધો.

શ્રમણ મહાવીરના સંસારત્યાગને હજી બીજું જ ચોમાસું હતું. એમની તિતિક્ષાનો રાહ લાંબો હતો, એકાકી હતો, એમાં આ નરબંકો સાથી સાંપડી ગયો.

ગોશાલક ગુરુની ચરણરજ બની ગયો. શ્રમણ મહાવીરની દેહનો પડછાયો બનીને એ ફરવા લાગ્યો. શિષ્યની ઉગ્ર સાધના, અપૂર્વ અર્પણભાવ જોઈ ગુરુ સોળે કળાએ ખીલી નીકળ્યા. રહસ્યો માટે અંતરનાં કમાડ એમ ને એમ ખૂલી જવા લાગ્યાં.

આ ગુરુ–શિષ્યની જોડલી, અત્યારે જેને આપણે ચમત્કારો કહીએ છીએ એવા, એ કાળના સામાન્ય અનુભવજ્ઞાનની, કસોટીઓ કરતી પ્રવાસ ખેડવા લાગી. એકદા માર્ગમાં ગોશાલકને ક્ષુધા લાગી. નજીકમાં ગોવાળો ખીર રાંધતા હતા. ભડભડ બળતા ચૂલા પર માટીના પાત્રમાં એ તૈયાર થઈ રહી હતી.

'ગુરુદેવ ! એ લોકો પાસેથી ખીરની ભિક્ષા લઈ આવું ?' શિષ્યે ગુરુની આજ્ઞા ચાહી. ગુરુએ શિષ્ય માટે પોતાનાં આંતર–બાહ્ય ખુલ્લાં મૂક્યાં હતાં. એમણે કહ્યું : 'ખીર નહિ થાય, હાંડલી ફસકાઈ જશે, મહેનત માથે પડશે!'

ગોશાલકે ગોવાળિયાઓ સાંભળે તેમ કહ્યું: 'અરે! સાંભળો છો ? મારા ગુરુ કહે છે કે ખીર થશે નહિ, હાંડલી ફસકી જશે.'

આ સાંભળી ગોવાળોએ વાંસની ખપાટો ને માટીથી હાંડલીને છાંદી દીધી, ને પાસે ચોકી કરવા બેઠા. પણ દૂધમાં ચોખા ઘણા હતા. ચોખા ફૂલ્યા. હાંડલી તડાકા કરવા લાગી.

અને ખરેખર, પ્રચંડ અગ્નિમાં લોહપાત્ર ગળી જાય એમ, હાંડલી ફસકાઈ ગઈ. ગોશાલક ગુરુગમ પર વારી ગયો. એ નમ્ર, વિનમ્ર, અતિનમ્ર શિષ્ય બની રહ્યો; પોતાની જાતને ભૂલી ગયો. સત્યની ખોજ માટે તો માણસે ખોવાઈ જવું પડે ને! પહાડ કંકર બની ગયો.

આ પ્રસંગો એને બીજા પરિણામ પર લઈ ગયા. ગોશાલકના મનમાં નિશ્ચય થઈ ગયો કે ભવિતવ્યતા મિથ્યા થતી નથી. જે થવાનું હોય છે, તે પહેલાંથી નક્કી થયેલું હોય છે. આ નિયતિવાદે પાછળથી એના જીવનમાં મોટો ભાગ ભજવ્યો.

એક સ્થળે ભિક્ષા માટે જતાં દુકાનદારે ગુરુ માટે ગમે તેવા હલકા શબ્દો વાપરી અપમાન કર્યું. રે! પોતાની જાત માટેનો ગર્વ ભલે ખરાબ હોય, પણ સમર્થ ગુરુ માટેનો ગર્વ કંઈ અસ્થાને નહોતો ને! પોતાના આરાધ્ય ગુરુ માટે દુકાનદાર ઘસાતા શબ્દો બોલ્યો,આથી કોપાયમાન થયેલા ગોશાલકે કહ્યું:

'મારા ગુરુની આણાથી કહું છું, કે તારા જેવા હૈયા–બળેલાની હાટડી પણ બળી જજો!'

શબ્દોમાં પણ અપૂર્વ સામર્થ્ય છે. શબ્દ એ પણ દૈવી શક્તિ છે. એ શબ્દો અંતરની આહના હતા. એ આહ આગ-રૂપે પ્રત્યક્ષ થઈ. ખરેખર, દુકાનદારની હાટડીમાં ક્યાંકથી આગ લાગી. પોતાના ગુરુના નામ–સામર્થ્ય પર ગર્વ ધરતો તરુણ તપસ્વી પાછો ફર્યો. સાભિમાન સર્વ વૃત્તાંત એણે ગુરુ-દેવને નિવેદિત કર્યો.

ગુરુએ તો એવા અભિમાનને પણ પાપ–વ્યાપાર કહ્યો. શિષ્યની ગુરુપરાયણતા આથી વિશેષ સગભરી બની. એનું આકર્ષણ સાત્ત્વિકતા કરતાં શક્તિ તરફ વધુ ઢળતું ગયું.

માર્ગમાં ચાર યામના ઉપાસક ભગવાન પાર્શ્વના સાધુએ મળ્યા. તેઓએ શરીર પર વસ્ત્રાદિક ધાર્યાં હતાં. ગુરુનું માહાત્મ્ય વધારવા ગોશાલક એમની સાથે લડી પડ્યો, ને તેઓ તરફ તુચ્છ ભાવ બતાવતો કહેવા લાગ્યો :

'અરે મુનિઓ! તમે વસ્ત્રાદિની ગ્રંથી ધારણ કરો છો, ને તમારી જાતને નિર્ગ્રંથ કહેવરાવો છો? જુઓ ને, આ મારા ગુરુદેવ શ્રમણ ભગવાન મહાવીર! વસ્ત્રમાં તો શું, શરીરમાં પણ તેમને મમત્વ નથી! એ જ સાચા નિર્ગ્રંથ છે.'

પેલા મુનિઓ પણ કંઈ ઓછા ઊતરે એવા નહોતા. બન્ને વચ્ચે ઠીક શાબ્દિક ઝપાઝપી થઈ. આમ જીભાજોડી કરીને પાછા ફરેલા ગોશાલકે મહાવીરને કહ્યું :

'પ્રભો! આજે પોતાના કાજે બધી સગવડો ઊભી કરનારા ને પરિગ્રહવાળા સાધુઓ સાથે મારી મુલાકાત થઈ. મેં તો એમને ખૂબ ખૂબ તોળી તોળીને દીધી.'

મહાવીર બોલ્યા: 'એ પાર્શ્વસંપ્રદાયના સાધુઓ છે.'

સ્વભાવની પ્રકૃતિગત તીખાશ અને પોતાના મતનો આવેશ સાધક શિષ્ય ગોશાલકમાં વારંવાર પ્રગટ થતાં. ગુરુ પણ સાધક શિષ્યનો આવેશ અને તીખાશ દૂર કરવા મૂંગા મૂંગા નવા નવા પ્રયોગો કરતા.

સત્યની ભાષા મૌન છે, એ શિષ્યને દર્શાવવા બન્ને-જણા મૌન લઈ એક સ્થળે ધ્યાનમાં રહ્યા.

સરહદ પરનું એ સ્થળ હતું. ચોરો, જકાતખોરો ને જાસૂસોનો સદા કાળ ત્યાં ભય રહેતો. એક કોટવાળ સિપાહીઓની ટુકડી સાથે, આ પ્રદેશની રક્ષા માટે રહેતો. એણે એકાંત સ્થળમાં ચૂપચાપ બેઠેલા આ બે જુવાનિયાઓને જોયા. કોટવાળે બન્નેને પકડ્યા ને પૂછ્યુ :

'કોણ છો તમે ? ક્યાંથી આવો છો ?'

બન્ને મૌનની પ્રતિજ્ઞાવાળા હતા. પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન તૂટે ! બન્નેમાંથી એકેયે જવાબ ન વાળ્યો.

'પક્કા જાસૂસ લાગે છે !' કોટવાળે કહ્યું ને સિપાઈઓને આજ્ઞા કરી કે 'એ બન્નેની બોબડી બંધ છે, એને ખોલવાનો ઉપાય કરવો જોઈશે. બન્નેને કૂવામાં ઊંધે માથે ટાંગી ડૂબકીઓ ખવરાવો. જોઈએ છે, કે એમની બોબડી ખૂલે છે કે નહિ ?'

આજ્ઞાનો તરત અમલ થયો. બન્નેને દોરડાં બાંધી કૂવામાં ટાંગવામાં આવ્યા, પણ બન્નેનું મૌન અખંડિત રહ્યું. એ વખતે સોમા અને જયન્તી નામની ભિક્ષુણીઓ ત્યાં થઈને નીકળી. તેઓએ રાજા સિદ્ધાર્થના પુત્ર તરીકે મહાવીર વર્ધમાનને ઓળખાવ્યા. કોટવાળ શરમીંદો પડ્યો ને તેમને મુક્ત કરીને ચાલ્યો ગયો.

ગુરુ અને શિષ્ય મુક્ત થયા. ગુરુએ પ્રસન્ન વદને-શિષ્યને પ્રશ્ન કર્યો : 'વત્સ ! તું કેવી રીતે આવી વિપત્તિમાં

પણ મૌન જાળવી રહ્યો ?'

શિષ્યે કહ્યું : 'ગુરુદેવ ! મને આપના વિષે વિશ્વાસ હતો. મને સંપૂર્ણ ખાતરી હતી, કે જ્યાં સુધી હું આપની સાથે છું, ત્યાં સુધી કોઈ મારું અનિષ્ટ નહિ કરી શકે !'

શિષ્ય પર ગુરુને અપૂર્વ ભાવ થયો. તેઓ સાધનાના દુર્ગમ પથ પર આગળ ને આગળ કદમ ભરતા ગયા.

ગુરુનાં તપ, જ્ઞાન ને પ્રજ્ઞા પાછળ ગોશાલક દીવાનો બન્યો હતો. એ દીવાનાપણું, એ ઘેલછા વણમાગ્યા કજિયા નોતરી લાવતી. એક વાર કોઈ ગામમાં બન્ને ઊતર્યા હશે, ને પડખે ધર્મોત્સવ ઊજવાતો હશે. ધર્મ શબ્દ એક. એનો અર્થ સહુ સહુનો આગવો : દારૂ પીવો એ પણ ધર્મમાં ગણાય ! અનાચાર સેવવો એ પણ ધર્મમાં ગણાય ! કેટલાક ધર્મ આવા. એવા ધર્મનો એક જલસો જામેલો. અનેક સ્ત્રીપુરુષો એમાં ભાગ લઈ રહ્યાં હતાં. તેઓ રંગબેરંગી વસ્ત્રો પહેરી, મદ્યપાન કરી, અનેક પ્રકારના ચાળા કરતાં નૃત્ય કરતાં હતાં.

ગોશાલકથી આ ન સહેવાયું. એણે ત્યાં જઈ ઉચ્ચ સ્વરે કહ્યું : 'અરે મૂર્ખો ! આ મોક્ષમાર્ગ નથી. કંઈક સમજો ! સાચું સમજવું હોય તો આવો મારા ગુરુ પાસે, આ રહ્યા અહીં.'

આમ બૂમબરાડાથી રંગમાં ભંગ પડ્યો. સહુ ચિડાયાં. કેટલાક સશક્ત માણસોએ એને પકડીને મૂઢ માર મારવા માંડ્યો. પણ એમ દેહને કષ્ટ થાય તેથી સત્યને થોડું છુપાવાય !

ગોશાલકે તો પાછી એ જ વાત કહેવી ચાલુ રાખી. મહાપ્રયાસે નૃત્ય રંગ પર આવ્યું હતું, ત્યાં આ જડ તાપસે



રંગ પર આવેલું નૃત્ય

ફરી વિઘ્ન કર્યું. ફરીને એને કૂતરાની જેમ સૌએ ઝૂડ્યો.

આમ ત્રણ વાર બન્યું, પણ ગોશાલક કોનું નામ ? એણે માર ખાતાં ખાતાં ફક્ત એટલું જ કહ્યું : 'રે ભલા માણસો ! મને મારા દેહની પડી નથી, પણ સત્યની ફિકર છે.'

શિષ્યની આવી ઉચ્ચ મનોભાવના ને દૃઢ મનોવૃત્તિ જોઈ ગુરું કંઈ કંઈ આકાંક્ષાઓ સેવી રહ્યા. એક દહાડો એમણે કહ્યુ : 'વત્સ ! શરીરની મમતા આપણને નથી, ને આપણને ત્રાસ આપનાર તરફ પણ હિંસાનો આપણા મનમાં લવલેશ ખ્યાલ નથી. આ બે વસ્તુની પાકી પરીક્ષા માટે અનાર્ય દેશમાં જઈએ. જ્યાંનું પંખી પણ આપણું પરિચિત ન હોય, જ્યાં આપણને દુઃખમાંથી મુકાવનાર પણ કોઈ ન હોય ત્યાં જઈએ.

એ સામા માણસની ડોક મરડી ફળફળતું લોહી પી જવાનો !

અહીં વડવાઈઓ પર કાળા નાગ ઝૂલે છે. પૃથ્વી પર વીંછીનાં બિછાનાં છે. નોળિયા ને ઉંદર પૃથ્વી બધી કાણી કરી નાખે છે. મોતની આ ભૂમિ છે. જીવન અહીં અકસ્માત છે.

એવા એ પ્રદેશમાં આ બે ઉત્સાહથી ને ઉમંગથી ચાલ્યા જાય છે! એમના પગમાં થડકારો નથી. આંખમાં ભયનો પડછાયો નથી. મોસાળે જતા હોય એવી એમનાં મુખ પર પ્રસન્નતા છે. ત્યાં મા પીરસણે હાજર હશે, એવો જાણે પ્રેમભાવ ભર્યો છે!

અણદીઠ ભૂમિ ખેડવા ને અણજાણ્યા સીમાડાના તાગ લેવા બન્ને નીકળ્યા છે!

અહિંસા ને પ્રેમની મૂર્તિ બનીને એ ત્યાં જઈ રહ્યા છે. કુશળ ગારુડીને ગમે તેવા નાગનો ભય લાગતો નથી, એમ માનવતાના આ મહેરામણને દુનિયાની દુષ્ટતાની લેશમાત્ર ચિંતા નથી.

આર્ય ભૂમિમાં ઠેર ઠેર ભમ્યા, પણ કંઈક ધર્મભાવવાળા પ્રદેશોએ ને પરિચિત માણસોએ એમના આત્મબળની પૂરી કસોટી થવા ન દીધી. આ માટે તેમણે આ કઠોર ભૂમિપર પગલાં પાડ્યાં છે! ત્રણ વાતની એમને શોધ કરવી છે!

અહિંસારૂપી સુવર્ણની! સમતારૂપી મોતીની! નિર્મમત્વરૂપી માણેકની!

ગાઢ વન ચારેકોર વિસ્તરેલાં છે. થોડી વારમાં દિશાઓ વાઝોાંથી અંધ બની ગઈ. પવનની સાથે રાતા મોંવાળી

કીડીઓનો વરસાદ વરસી રહ્યો. આખા દેહ પર કીડીઓનું જાળું બાઝી ગયું. થોડી વારમાં પ્રતિવાત વાયો, ને લોહી પીને ધરાયેલી કીડીઓનું વાદળ બીજી દિશામાં ચાલ્યું ગયું.

ગુરુ–શિષ્યે એકબીજા સામે જોયું, એકબીજાના દેહ સામે જોયું. દેહ આખો ચાળણી જેવો વીંધાઈ ગયો હતો. રક્તના લાલ રંગે એમાં રંગોળી પૂરી હતી. કેવી દેહશોભા! બન્નેએ મોં મલકાવ્યું ને આગળ વધ્યા.

એટલામાં પહાડના ઢોળાવ પરથી કૂતરાઓ દોડતા આવ્યા. આવ્યા એવા બન્નેના દેહ પર. લાગ ફાવ્યો ત્યાં બેચાર બટકાં ભરીને, સોપારી જેવડા માંસના કટકા મોંમાં મૂકી, ઉતાવળા ઉતાવળા આગળ દોડી ગયા.

આર્ય ગોશાલકે મહાગુરુને કહ્યું: 'આ શ્વાનોને નિવારવા એકાદ દંડ હાથમાં રાખીશું?'

શ્રમણ મહાવીર બોલ્યા: 'દંડ રાખીએ કે શસ્ત્ર રાખીએ, બન્નેમાં ભાવના સરખી છે. કંઈપણ પ્રતિકારનું સાધન રાખશું, અરે, મુખેથી 'હઈડ' તેવો ઉચ્ચાર પણ કરીશું, તો આપણી અહિંસાની પ્રતિજ્ઞા તૂટશે, શરીર પરની મમતા પ્રગટ થશે ને દુઃખને સમભાવે વેદવાની શક્તિનો ઉપહાસ થશે.'

'તો શું કરીશું?' આર્ય ગોશાલકે પ્રશ્ન કર્યો.

'નિર્મમત્વ! નિર્વેદ! કોઈ આપણને કરડતું નથી, કોઈ આપણને કરડી શકે નહિ, એ ભાવના ભાવો. કોઈ આપણું શત્રુ નથી, કોઈ આપણને છેદતું નથી, એ ભાવ રાખો!' શ્રમણ મહાવીરે ટૂંકાણમાં પ્રત્યુત્તર વાળ્યો.

ગુરુ-શિષ્ય આગળ વધ્યા. દૂર દૂર દેખાતી એક પલ્લી પાસે તેઓ જઈ પહોંચ્યા. ત્યાં તો ધૂળ-રાખનો એક વંટોળિયો જાગ્યો. એ વંટોળિયામાં વાગોળની જેમ ઊડતો ઊડતો એક બિહામણો ભીલ આવ્યો. આવીને સિફતથી શ્રમણ મહાવીરની પીંડીનું માંસ કાપી ગયો.

ધૂળનો ખવંડર શાન્ત થતાં મહાવીરે શિષ્યને કહ્યું: 'સંસારમાં સહુ શરીરની શક્તિનો મહિમા ગાય છે; મારે આત્માની અનંત શક્તિનો મહિમા પ્રકટ કરવો છે!'

'એટલે જ લોકોએ આપને મહાવીર ઉપનામ આપ્યું છે ને! પણ ગુરુદેવ! મારું મન તો ઘણી વાર ડગી જાય છે હો,' આર્ય ગોશાલકે નિખાલસ રીતે કહ્યું.

'વત્સ, સર્પ ને રજ્જુ જેવી આ બધી મનની ભ્રમણાઓ છે. આ મિત્ર ને આ શત્રુ—આ જગતનો એ મોટો ભ્રમ છે. એ ભ્રમથી મનને ડગતું રોકવા એક કલ્પના આપું. સંગ્રામના મોખરે રહેનાર હાથીની વૃત્તિ ધારણ કર. એ હાથી ગમે તેટલા ભાલા ભોંકાય, તીર વાગે, ખાડાટેકરા આવે, પણ કર્તવ્યને ખાતર શરીરની મમતા છાંડી આગળ જ ધપ્યે જાય છે! શરીરને એ સાધનમાત્ર લેખે છે. સિદ્ધિ માટે એ સાધનનો પૂરેપૂરો ઉપયોગ કરે છે. સિદ્ધિ મળી જાય ને સાધન ખલાસ થઈ જાય, તો એમાં શોચ કેવો? એક જાનવર પણ કલ્પનાથી આટલું સાધ્ય સિદ્ધ કરી શકે છે, તો આપણે તો માનવી છીએ!'

સુંદર કલ્પના! ગોશાલક આ વિચારશ્રેણીથી અપ્રતિમ વીર બની ગયો.

દુઃખે એમને ડરાવ્યા નહિ. વેદનાએ એમને ગભરાવ્યા નહિ. પ્રતિકારની વૃત્તિ એમણે દાખવી નહિ! જાણે વિપત્તિનો જ આહાર કરીને એ સમય વિતાવવા લાગ્યા.

આવા પ્રદેશમાં શ્રમણ મહાવીર છ માસ રહ્યા. ખાવાનું તો મળ્યું કે ન મળ્યું, એની ચિંતા નહોતી! છ માસ સુધી નિરાહાર રહેવાની શક્તિ એમની પાસે હતી!

અનાર્ય દેશનો આ પ્રથમ ભયંકર પ્રવાસ પૂરો થયો. જીવનભરની સુકીર્તિ માટે આ એક જ પ્રવાસ બસ હતો. પ્રશંસા, કીર્તિ, દુંદુભિઓ, વાજાંગાજાં વગડાવવા માટે એટલું સાહસ-કાર્ય પૂરતું હતું! પણ આ કંઈ સંસારનાં વખાણ માટેનો પ્રવાસ નહોતો, પ્રસિદ્ધિની એ પતાકા નહોતી. એ તો હતી આત્મ-સુવર્ણની કસોટી.

હાથમાં દીવો લઈને દુઃખને શોધવા નીકળનાર મહાયોગી મહાવીર અને આર્ય ગોશાલકે ફરી આર્ય ભૂમિમાં પ્રવેશ કર્યો. પણ આટલી કસોટીઓ અધૂરી હોય તેમ, પહેલે પગલે એક નવી કસોટી સામે આવી ઊભી રહી.

આર્યભૂમિના બે ચોર અનાર્ય ભૂમિમાં ચોરી કરવા જતા હતા. શુકનની રાહમાં હતા, ત્યાં આ બન્ને જણા સામા મળ્યા.

રે! આ લોકોએ આપણને અપશુકન કર્યા. એમને ઠાર કરી નાખીએ. ઉઘાડી તલવારે બન્ને સામે દોડ્યા, પણ અહીં તો આ આત્માના અજબ વીરોએ અનેક ઉઘાડી તલવારોને નમાવી હતી, તો આ ચોર કોણ માત્ર? તપસ્તેજ પાસે તલવારનાં પાણી એમ ને એમ ઊતરી ગયાં.

મહાવીરે અનાર્ય ભૂમિમાંથી આવી, પાંચમું ચોમાસું મલય દેશની ભદ્દિલ નગરીમાં કર્યું. ચાર મહિનાના ઉપવાસ કર્યા. પારણું નગર બહાર કર્યું. અહીંથી કર્યાલ સમાગમ, જંબૂખંડ થઈ તંબાય સંનિવેશમાં આવ્યા. અહીં પાર્શ્વ સંપ્રદાયના નંદિષેણ સ્થવિર મળ્યા. ગોશાલક એમની સાથે લડ્યો. મહાવીરે એમાંથી કોઈની ભેર ન કરી.

તંબાય સંનિવેશથી તેઓ કૂપિય સંનિવેશમાં આવ્યા. અહીં આ કોઈ ગુપ્તચરો છે, એમ સમજી બન્નેને પકડવામાં આવ્યા. વાત કઢાવવા માટે માર માર્યો, પણ બોલે એ બીજા. રાજપુરુષો પકડીને લઈ જતા હતા, ત્યાં વિજયા ને પ્રગલ્ભા નામની સાધ્વીઓ ત્યાં આવી ચઢી. એમણે મહાવીરને ઓળખ્યા—ઓળખાવ્યા. અહીંથી તેઓ વૈશાલીમાં આવ્યા.

નાની–મોટી હેરાનગતિઓથી હવે ગોશાલક કાયર કાયર થઈ ગયો. એણે કહ્યું: 'હું આપનો પક્ષ કેટલો ખેંચું છું! ને આપ તો કોઈ દિવસ મારી ભેરમાં ઊભા જ રહેતા નથી. આપનો પક્ષ લેતાં માર ખાઈ ખાઈને હું તો અધમૂઓ થઈ ગયો'

મહાવીરે કંઈ જવાબ ન વાળ્યો. ગોશાલક રિસાઈને અહીંથી છૂટો પડીને ચાલ્યો ગયો. નિજાનંદમાં મસ્ત મહાવીર વૈશાલીમાં એક લુહારની કોઢમાં જઈને ઊતર્યા. મોટી માંદગીમાંથી ઊઠેલો લુહાર એ જ દિવસે કામે લાગવાને હતો. એણે મુહૂર્તમાં આ મુંડને જોયા, અપશુકન માન્યાં. એ તો હથોડો ઉપાડી મારવા દોડ્યો. પણ ન ચાલ્યું—મહાવીરની મુખમુદ્રા જોતાં—એના હાથ-પગ જ ન હાલ્યા!

એકાકી મહાવીર અહીંથી ગ્રામક સંનિવેશમાં આવ્યા. અહીંના ઉદ્યાનમાં બિભેલક નામનો યક્ષ રહેતો હતો. એણે ખૂબ સેવા કરી. ત્યાંથી તેઓ શાલિશીર્ષ નામના ગામે આવ્યા, અહીંના ઉદ્યાનમાં કાયોત્સર્ગ કરી ધ્યાનમાં રહ્યા.

કટપૂતના નામની વ્યંતરી અહીં રહેતી હતી. સારા માણસોની એ અકારણ શત્રુ હતી. એણે મહાવીરને જોયા કે ક્રોધથી એ લાલપીળી થઈ ગઈ. એક તો શિયાળાના હિમભર્યા દિવસો હતા, એમાં એ ઠંડા શીતલ પાણીનો વરસાદ વરસાવવા લાગી, ને ઉપરથી વીંઝણા ઢાળી હવા કરવા લાગી.

પણ મહાવીર તો મેરુધીર હતા. સમભાવે એ કષ્ટ સહન કરતાં કરતાં એમના અંતરમાં લોકાવધિ જ્ઞાન ઝળહળી ઊઠ્યું. કટપૂતના હારી. મહાવીર તો સાધનામાં મસ્ત હતા.

આ વખતે છ મહિનાથી છૂટો પડેલો ગોશાલક ફરી વળી ગુરુસેવામાં આવીને હાજર થયો. ગુરુ વગર એને ગમતું નહોતું. ગુરુ-શિષ્યે છઠ્ઠું ચોમાસુ ભદ્દિયા નગરીમાં ને સાતમું આલંભિયા નગરીમાં વિતાવ્યું.

અહીંથી આગળ વધતાં બંને લોહાર્ગલ રાજધાનીમાં આવી પહોંચ્યા. અહીં યુદ્ધની આશંકા હતી. એટલે જતા-આવતા પર કડક નજર રાખવામાં આવતી. મહાવીર ને ગોશાલકને ત્યાંથી પસાર થતા પકડવામાં આવ્યા. તેઓ કોણ છે, તેની પૃચ્છા કરી, સારી આલચેલગતના સાક્ષી માગ્યા.

અહીં તો બોલવાની જ બાધા હતી, પછી સાક્ષીની વાત કેવી? રાજપુરુષોએ એમને માર્યા, તોય ન બોલ્યા.

'ચાલો રાજાજી પાસે. જોઉં છું, પછી તમારી ઓબડી કેમ બંધ રહે છે?' રાજસેવકો એમને મારતા મારતા રાજસભામાં લઈ આવ્યા. રાજા બધી વાત સાંભળે, ત્યાં તો સભામાં બેઠેલ અસ્થિક ગ્રામનો ઉત્પલ શાસ્ત્રી બોલી ઊઠયો :

'અરે! આ તો રાય સિદ્ધાર્થના પુત્ર, જ્ઞાતનંદન મહાવીર છે. ઇંદ્રને ખબર પડશે, તો તમારો દમ કાઢી નાખશે. આ તો આત્મયોગી મહાવીર છે!'

ક્ષણવારમાં વાતાવરણ બદલાઈ ગયું. બધા માન-પાન આપવા લાગ્યા, પણ મહાવીર તો ત્યાંથી ચાલતા થયા. દેહનાં માનપાન તો માણસને પાડનારાં હોય છે. માન આત્મપ્રેમી હોવાં જોઈએ. બંને જણા પુરિમતાલ નામના ગામના શકટમુખ ઉદ્યાનમાં જઈને રહ્યા. વગ્ગુર નામના શ્રાવકે તેમનો સત્કાર કર્યો.

અહીંથી નીકળી ઉન્નાગ ને ગોભૂમિમાં થઈને રાજગૃહ ગયા. ત્યાં આઠમું ચોમાસુ વિતાવ્યુ.

ચોમાસુ પૂરું થયુ, ને વળી મહાવીરની ઇચ્છા અનાર્ય ભૂમિ તરફ જવાની થઈ. હવે તો આત્મિક બળ વધી ગયુ હતું. ફરી એક દિવસ અનાર્ય ભૂમિમાં બંનેએ પ્રવેશ કરી દીધો.

ફરી એ જ તાડના, એ જ તર્જના!

એ જ માર ને એ જ વિટંબના!

પણ એક વાર એડેલો પ્રવાસ ને અનુભવેલાં દુઃખોમાં કંઈ વિશેષતા ન લાગી. સુખ રોજનું થતાં સુખ લાગતું નથી; દુઃખ રોજનું થતાં દુઃખ લાગતું નથી.

જ્યાં ખાવાના સાંસા હોય ત્યાં રહેવા ઘર કોણ આપે? મહાવીરે છયે માસ ભોજન વિના ચલાવ્યું. આખું ચાતુર્માસ આશ્રય વિના વીતાવ્યું. ઝાડ, લતા કે સ્મશાન જ્યાં આધાર મળ્યો, ત્યાં લીધો.

આખરે ચાતુર્માસ વીત્યે ગુરુ-શિષ્ય પાછા ફર્યા.



समया सव्वभूएसु, सत्तु-मित्तेसु वा जगे ।
पाणाइवायविरई, जावज्जीवाए दुक्करं ॥

—उत्तराध्ययन सूत्र

દુનિયામાં શત્રુ હોય કે મિત્ર-સર્વ જીવો પ્રત્યે સમભાવ રાખવો અને જીવનભર નાની-મોટી હિંસાનો ત્યાગ કરવો, એ મુશ્કેલ છે.

*

ગગનમંડળમાં ઘૂમતા શબ્દોને શાંત થવા દો.
અંતરવીણાને ત્યાં સુધી વાગવા દો.

—ટાગોર

[૨૪]



# તેજોલેશ્યા

નિદાઘના દિવસો હતા. સૂર્ય સોળે કળાએ તપી રહ્યો હતો. માર્ગમાં વૈશ્યાયન નામનો તાપસ સૂર્યમંડળ પર દૃષ્ટિ સ્થિર કરીને તપ કરતો હતો. અગ્નિ વરસાવતો સૂર્ય એના દેહને તપાવતો હતો, પણ એનું મન વ્રતમાં સ્થિર હતું. એની મોટી જટામાં રહેલી જૂઓ તાપથી અકળાઈ જમીન પર પડતી હતી. દયાભાવી તાપસ જમીન પર પડેલી જૂઓને ઉપાડી ફરી ફરીને જટામાં મૂકતો હતો.

ગોશાલક જેવા આત્માના અપ્રતિરથ મહારથીને આ કાર્ય ક્ષુદ્ર લાગે તે સ્વાભાવિક હતું. અનાર્ય દેશનો ભયંકર પ્રવાસ એક વાર નહિ, પણ બબ્બે વાર ગુરુ સાથે એ કરી આવ્યો હતો. નરમાંસભક્ષકોના દેશમાં એમના દેહમાંથી માંસપિંડ કાપી એ અનાર્ય દેશવાસીઓએ મિજબાની ઉડાવી હતી. વાઘના બીજા અવતાર જેવા કૂતરાઓ એમના દેહને ક્ષત-વિક્ષત કરી ગયા હતા. પણ બન્ને જણાએ ઉંકારો પણ કર્યો નહોતો! એવા

ગોશાલકને યોગીનું આ કાર્ય બાલચેષ્ટા જેવું લાગ્યું. એનાથી ખડખડ હસી પડાયું, ને બોલી જવાયું:

'અરે, આ તે જોગી કે જૂઓનો મિજબાન!'

આ શબ્દો તાપસના શ્રવણપટ પર અથડાતાં એનો ચહેરો તપાવેલા તાંબાના પતરા જેવો બની ગયો. એણે મોં ફેરવ્યું, ને ગોશાલક પર દૃષ્ટિ સ્થિર કરી. એ દૃષ્ટિમાંથી દાહ ઉપજાવતી અગ્નિજ્વાળાઓ જાણે બહાર પડી.

'અરેરે! બળી મૂઓ!' ગોશાલકે બૂમ પાડી. એની આજુ-બાજુનાં લીલાં કંચન વૃક્ષો બળીને સાવ કાળા કોલસા જેવાં બની યાં હતાં. ગોશાલકને લાગ્યું કે પોતે પણ એ જ દશાને પ્રાપ્ત ઈ રહ્યો છે. ત્યાં સળગતા ગ્રીષ્મમાં એકાએક કોઈ ભરી વાદળી રસે, એમ ગોશાલક પળવારમાં શીતલતાનો અનુભવ કરી રહ્યો.

એણે સ્વસ્થતા મેળવી, તો એક અજબ દૃશ્ય જોયું. તાપસનાં ત્રોમાંથી નીસરતાં અગ્નિકિરણો સામે શ્રમણ મહાવીરનાં નેત્રો-માંથી જલધારાઓ ફૂટી રહી હતી. ગમે તેવી આપત્તિમાં પણ તિકારમાં ન માનનાર ગુરુદેવ, આજે શિષ્યની પ્રાણરક્ષા માટે તિકાર રચી રહ્યા.

તાપસનો ગર્વ ગળી ગયો.

મૃત્યુમાંથી ઊગરી ગયેલો ગોશાલક ગુરુચરણમાં પડ્યો ને ગદ્‌ગદ કંઠે બોલ્યો: 'પ્રભુ! આ શું હતું?'

'તેજોલેશ્યા.'

'આપે સામે કઈ શક્તિ મૂકી?'

'શીતલેશ્યા.'

'ગુરુદેવ, જે શક્તિ સામાન્ય તાપસને લભ્ય, તે મને શા કાજે અલભ્ય? મારી સાધનામાં કંઈ ત્રુટિ?'

'વત્સ, શક્તિ કરતાં સત્ત્વ તરફ જા! એ જ કલ્યાણકાર છે. આ શક્તિ છે, ચમત્કાર છે; તારા જેવા સાધકને તો એ સા સુલભ છે; પણ ચમત્કારમાં સિદ્ધિ નથી, કલ્યાણ નથી, મોક્ષ નથી. કોઈ વાર મન પરનો કાબૂ શિથિલ થતાં એ આત્માનું ને પરનું બન્નેનું અકલ્યાણ કરે છે.'

'ગુરુદેવ! મારે તેજોલેશ્યા સાધવી છે. મને સાધના બતાવો!' જાણે ગોશાલકના હૈયામાં બેઠેલી બાળહઠ બોલી.

ગોશાલકે આમ આગ્રહ કરીને મહાવીર પાસેથી તેજોલેશ્યાની સાધના વિધિ જાણી લીધી. એ સાધના માટે સમયની જરૂર હતી. ગુરુ આવી પ્રવૃત્તિ માટે થોભે તેમ નહોતા. આખરે ગોશાલક ગુરુથી ફરી જુદો પડ્યો. શ્રાવસ્તી નગરીમાં રોકાઈ ગયો.

મહાગુરુ મહાવીર સામે તો આત્મસાધનાનો લાંબો રાહ પડ્યો હતો. શિષ્યને ત્યાં છોડી તેઓ આગળ વધ્યા. વિદાય વેળાએ એટલું કહ્યું કે, 'વત્સ! આત્મવિલોપન વગર આત્મવિજય અશક્ય છે, એ ભૂલીશ મા! દુનિયામાં જાત ભુલનારની જ જીત છે.'

બંનેના રાહ જુદા પડ્યા.

'ગુરુદેવ! જાઉં છું. આશીર્વાદ આપો કે સાધનામાં સફળ નીવડું.'

શ્રાવસ્તીની હાલાહલા કુંભારણ આજીવક મતની ઉપા-

સિકા હતી. એની ભાંડશાલામાં જઈને ગોશાલક ઊતર્યો. ૭ માસ સુધી એણે તપ કર્યું. આખરે એને તેજશક્તિ પ્રાપ્ત થઈ. એણે શક્તિ પરીક્ષાનો પહેલો અખતરો કૂવા પર પાણી ભરતી દાસી પર કર્યો. ગોશાલકે એનો ઘડો કાંકરો મારી ફોડી નાખ્યો. દાસીએ ગાળો આપી. ગોશાલકને ક્રોધ વ્યાપ્યો. એણે આંખમાંથી તેજોલેશ્યા છોડી, બાઈ ત્યાં ને ત્યાં ભસ્મ !

પ્રયોગ સફળ થતાં, ગોશાલકના હર્ષનો ને ગર્વનો પાર ન રહ્યો. દુનિયાદારી એ જાણતો હતો. દુનિયા ઝૂકતી હૈ, ઝુકાનેવાલા ચાહિયે, એ ન્યાયે એણે પાર્શ્વ સંપ્રદાયના ૭ સાધુઓ પાસેથી નિમિત્તશાસ્ત્ર શીખી લીધું હવે એ લોકોનાં સુખ–દુ:ખ, લાભ–હાનિ, જીવિત–મરણ ભાખવા લાગ્યો ! ટૂંક વખતમાં એ સિદ્ધવચન નિમિત્તશાસ્ત્રી બની ગયો.

એક તેજોલેશ્યા ને બીજુ નિમિત્તજ્ઞાન : આ બે વાતે ગોશાલકનો મહિમા ખૂબ વધારી દીધો. લોકોનાં ટોળેટોળાં એનાં વ્યાખ્યાન સાંભળવા એકઠાં મળવા લાગ્યાં. હજારો ભક્તો ઊભરાવા લાગ્યા. એના જયજયકારથી દિગંત ગાજવા લાગ્યુ. ગરજુ લોકોની ગોષ્ઠિ જેવું એ બની ગયુ. ગોશાલક સાધારણ ભિક્ષુમાંથી આચાર્ય બની ગયો. અને હવે બાકી શું હતું કે બાકી રાખે ?

થોડે વખતે આજીવક સંપ્રદાયના પ્રથમ તીર્થંકર તરીકે એ જાહેર થયો. નિયતિવાદનો એ પરમ પ્રચારક બન્યો.

[૨૫] 

# સંગમ-વિજય

કુણ નર ધરતીમેં સતીઓ જાગિયો,
હરનું સિંગાસણ ડોલાં ખાય!

O

સમય-સાગરના કિનારા પરથી દશ દશ વર્ષનો તિતિક્ષાનો લાંબો ગાળો ચાલ્યો ગયો છે. આ સમય દરમ્યાન મહાયોગી મહાવીરના ભ્રમણનું વૃત્તાંત, એમને માથે પડેલાં દુઃખોનો ચિતાર અને એમના મનની નિસ્પંદ શાંતિનો ઇતિહાસ—પૃથ્વી પર કહેનારને માટે આંખમાં આંસુ ને મોમાં ગીત જેવો પાવનકારી પ્રસંગ બની ગયો છે.

જીવલેણ પરિષહોથી પણ પીછેહઠ કેવી?

દુઃખ સામેથી ગમે તે રીતે છટકવાની વૃત્તિ કેવી? અરે આ તો સામે પગલે જઈને દુઃખનું સામૈયું કરવાની ભાવના!

સુખ છે માટે જીવનને ચાહવું, દુઃખ છે માટે ન ચાહવું, એ વાત જ નહિ. જીવન જીવન છે, જીવન જીવવાનો કોઈ ગૂઢ અર્થ છે. એ અર્થમાં જીવનને ચાહવું; મૃત્યુની ગણના ન કરવી.

ગૃહત્યાગ પછી પદેપદે, સાંભળતાં હૈયું થંભી જાય એટલી

સિતમની વર્ષા, વર્ણવતાં જીભ પણ કાંપી ઊઠે એટલી હૃદય-વિદારક વ્યથાઓ! રે સંસારમાં જે કોઈનો શત્રુ નથી, એના તરફ જ આવો શત્રુતાભર્યો જગવર્તાવ! ને જાદુ તો એ, કે એવા નિર્દય વર્તાવ સામે બે હોઠોનો ફફડાટ પણ નહિ! જ્યારે જુઓ ત્યારે માત્ર કરુણાની અમીધારાનો જ છંટકાવ!

મન નિર્ભય છે. મસ્તક ગૌરવથી ઉન્નત છે. કેસરી સિંહ જેમ વન વીંધતો અજાણી ભોમમાં સંચરે, એમ એ ઘૂમે છે. ઘૂમતા ઘૂમતા એ સંસારના સીમાડા પ્રેમ ને તપથી સર કરે છે!

ક્ષુધા–પિપાસા સાથે છે, પણ જાણે એય એમનો સ્વભાવ વીસરી ગયાં છે. બે દહાડે કે બાર દહાડે, બે પખવાડિયે કે ચાર પખવાડિયે, બે મહિને કે છ મહિને–જે એક ટંક લૂખું સૂકું મળી જાય, એનાથી એ સંતુષ્ટ થાય છે!

ટાઢ–તાપ પણ જાણે મહાવીર સામે હાર્યાનાં ગાઉ ગણે છે. મહાવીરને ટાઢ ટાઢ રૂપે નડતી નથી, તાપ તાપ રૂપે તપાવતો નથી. સદા મનશાન્તિ વર્ષે છે. આશ્ચર્ય તો જુઓ! પણી જેવું હૃદય આખા સસારનો સમાસ થાય તેટલું વિશાળ બન્યુ છે. ખોબા જેવડુ પેટ. જાણે અન્નપૂર્ણાનો ભડાર બન્યુ છે! વગર ખાધે એ તો અમૃતના ઓડકાર કાઢે છે.

દેહ પર વસ્ત્ર નથી! પૃથ્વી પર બિછાનું નથી. હાથમાં પાત્ર નથી. મોંમાં જાણે દાદ માગનારી જબાન નથી. માગવું ને મરવું સરખુ બન્યુ છે. કોઈ ને દુભવી અન્નનો કણ પણ લેવાની ચાહના નથી.

મિત્ર પ્રત્યે મહોબ્બત નથી. શત્રુ પ્રત્યે શત્રુતા નથી. ફૂલ

ને કાંટા પર સમાન પ્યાર છે. ઓળખાણની ખાણ કદી ખોદવાની ઇચ્છા નથી. પોતાની કોઈ રૂપે પણ પિછાન આપવાનો જ ઇન્કાર છે. પરિચય વટાવી ખાવાની કદી વૃત્તિ કરી નથી.

જીવનની સર્વ શક્તિઓને નાણી જોવાના એ હિમાયતી છે. જીવન સંગ્રામના દરેક મોરચે એ લડવાના ને વિજયના ઉત્સુક છે. કોઈ વનપશુની પણ જ્યાં સલામતી નથી, એવી જગાઓમાં એ વિચરે છે. પશુ, પ્રાણી કે માનવને ડારવા હાથમાં દંડ સહાવા જેટલી પણ એમની ઇચ્છા નથી. જ્યાં જીવ જીવનું ખાદ્ય છે, માનવ માનવને ખાય છે—એવા પ્રદેશમાં આ ધર્મ ચક્રવર્તી જાય છે, ને દિગ્વિજય સાધી પાછા ફરે છે! કરુણા અને પ્રેમ પાસે સંસારની સર્વ તાકાતનો એ છેદ ઉડાવી દે છે! આત્મશક્તિ પાસે સંસારની સર્વ શક્તિઓને શરણાગતિ લેવરાવે છે.

અરે! આવી અબોલ પ્રેમવીણાનું મૌન, એ જ એનું ગાન છે. ગલીએગલી, નગરેનગર, અણુએઅણુ એથી ગુંજારવ કરી ઊઠ્યું છે! એ અણુએ વિશાળ પૃથ્વીને માનવપરાગની સુગંધથી વ્યાપ્ત કરી છે, સાથે સાથે વિરાટ સ્વર્ગને પણ વ્યાકુળ કર્યું છે.

સ્વર્ગનો રાજાધિરાજ ઇંદ્ર હમેશની જેમ માનવગાથાઓ ગાવાનો ને માનવયશ વંદવાનો રસિયો છે. એણે મહાયોગી મહાવીરની પ્રશસ્તિ ગાવા દેવોની સભા ભરી અને ખુલ્લે મુખે કહ્યું :

'દેવોને પણ નમવા યોગ્ય એક નરરત્ન અત્યારે પૃથ્વીને પાટલે વિચરે છે. હું એ મહાનરરત્ન મહાપ્રભુ મહાવીરને નમું

છું, વંદું છું, સ્તવું છું. એ મહાયોગી, મહાધ્યાનીને પોતાના ધ્યાનમાંથી, પોતાના નિર્ધારમાંથી ચળાવવા માટે મનુષ્ય, પશુ, પ્રાણી, ઉરગ, રાક્ષસ, યક્ષ, અસુર કે ખુદ દેવતાઓ કે દેવતાઓનો રાજા પણ સમર્થ નથી !'

આખી દેવસભા આ પ્રશસ્તિ સાંભળી રહી. ને સ્વર્ગમાં બેઠી બેઠી પૃથ્વીના પટ પર ફરતા એ મહામાનવને વંદી રહી.

આ વખતે દેવોની અસ્મિતાનો આગ્રહી, સંગમ નામનો દેવ કોપી ઊઠ્યો, ધૂંઆફૂંઆ થતો દેવસભામાં ખડો થઈ ગયો. એણે ગર્જારવ કરતાં કહ્યું :

'હે દેવસભાનાં રત્નો ! મહારાજ ઇંદ્રની વાત સાંભળી મને આશ્ચર્ય થાય છે. ક્યાં પૃથ્વીલોકનો જરા મરણથી ઘેરાયેલો ને ક્ષુધાપિપાસાવાળો ક્ષુદ્ર માનવી ને ક્યાં અજર–અમર, સંકલ્પસિદ્ધિવાળો દેવગણ ! અરે, જે ધારે તો લીલામાત્રમાં મેરુપર્વતને માટીના ઢેફાની જેમ યત્ર તત્ર ફગાવી શકે, જે ધારે તો ઘીમાં રોટલી બોળે તેમ પૃથ્વીને સાગરમાં ઝબકોળી શકે, જે ધારે તો પાતાળઊંડા સાગરોનું પણ ક્ષણમાત્રમાં આચમન કરી જઈ શકે, જે આંગળીના ઈશારામાત્રથી ભૂકંપ, વાવટોળ, ઉલ્કા કે ગમે તેવાં તોફાન જગાવી શકે: એ મહામહિમાવાળા દેવગણ પાસે એક માનવીની આવી વડાઈ? ઇંદ્રરાજે રાઈનો પહાડ કર્યો; એ મોટાની મોટાઈ છે. હવે હું એ પહાડની રાઈ કરીને દેવોને બતાવીશ. એ રીતે દેવલોકની અસ્મિતા જાળવીશ.'

એ વખતે જ સ્વર્ગ અને પૃથ્વીને ભેદતા ભયંકર ધડાકા થયા. એ સાથે સંગમ દેવ પૃથ્વી ભણી રવાના થયો.

મહાયોગી મહાવીર આ વખતે મ્લેચ્છ ભૂમિમા વિહરતા હતા દ્દઢભૂમિ નામના પ્રદેશમા, પેઢાલ ગામની બહાર, પોલાસ ચૈત્યમા મહાપ્રતિમા નામનુ વ્રત લઈ ને એ ધ્યાનમા રહ્યા હતા એક સૂકા પદાર્થ પર નજર સ્થિર કરી, પાપણનો પલકારે પાડયા વગર એ તપ કરવાનુ હતુ !

તપસ્વીની એ રાત્રિ એકાએક કાળરાત્રિ બની ગઈ મ્લેચ્છ દેશમા સાધુ-સતને કોણ પિછાણે ? અહિસા-સત્યને મહિમા કોણ જાણે ?

રાત જામતી ગઈ, ને ચારે તરફ ભૂત રડતા હોય, ચૂડેલે રાસડા લેતી હોય ને પિશાચો પોકાર પાડતા હોય, એવા અવાજો સભળાવા લાગ્યા હવામા દુર્ગંધ વહી રહી નાક સડાવી નાખે તેવી એ ઉગ્ર વાસ હતી !

એકાએક ધૂળનો બવડર ઊઠ્યો તમામ પ્રદેશ ધૂળથી રજોગઈ ગયો મહાવીરના પણ કાન, નાક, મો બધુ ભરાઈ ગયુ પણ સહુથી વધુ પીડા તો નેત્ર અનુભવી રહ્યા નેત્ર ખુલા રાખવાની પ્રતિજ્ઞા હતી નેત્ર ધૂળથી ભરાઈ ગયા, તોય પોપચા તો અણનમ રહ્યા !

આ બવડર ધીરે ધીરે શમનો ચાટયો, ત્યા એકાએક કીડીઓ ઊભરાઈ ઊઠી સોય જેવા તીવ્ર મુખવાળી એ કીડીઓ, મહાવીરના દેહ પર રાફડો જમાવી બેઠી આખો દેહ સૂજી ગયો

આ ઉપદ્રવ ચાલુ હતા, ત્યા પવનની લહેરખી પર બેસીને ધમધમ કરતુ ડાસોનુ ઝોલુ આવ્યુ ડાસોએ વસ્ત્ર રહિત મહાવીરને જોયા, ને જાણે આકડે મધ ભાળ્યુ મહાવીરને તો હાથની

આંગળી પણ ઊંચી કરવાની નહોતી. હાંસોએ પોતાની ઝેરી સૂંઢો વાટે અંદરનું લોહી બહાર કાઢ્યું, ને મહેફિલ જમાવી!

કીડી ને ડાંસ પેટ ભરી રહેવા આવ્યાં, ત્યાં એકાએક લાલ મોંવાળી ધીમેલો સાગમટે નોતરાં લઈને આવી પહોંચી. સામે મોંએ સમશેરના ઘા ઝીલનાર ભલભલો રણયોદ્ધો, એક નાનીશી ધીમેલ પાસે તોબા પોકારી ઊઠે, તો આ તો હિસાબ વગરની ધીમેલો! મહાવીરનો દેહ ચાળણી જેવો થઈ ગયો, પણ મોં પર દુઃખની એક રેખા પણ ક્યાં જોવા મળે?

સ્વદેહ એમને માટે પરદેહ સમી બની હતી. એક વૈદની રીતે–તટસ્થભાવે–દરદીની વેદનાનું એ નિરીક્ષણ કરી રહ્યા.

હવે વીંછી આવ્યા. અગ્નિના ડાગ કરતાં ઉગ્ર ને ભાલાના મહાર કરતાં તીક્ષ્ણ એમના ડંખ હતા.

પછી નોળિયા આવ્યા. ઉગ્ર દાઢોથી ભગવાનના દેહમાં બટકાં ભરવા લાગ્યા! આ પછી સર્પ આવ્યા. એમણે એમનું પરાક્રમ દાખવવામાં પીછેહઠ ન કરી. પછી ઉંદર આવ્યા. ઉંદર તો સાપનું ભક્ષ, પણ અહીં તો બંનેનું ભક્ષ ત્રીજી વ્યક્તિ હતી; એટલે બંનેએ પોતાનું કામ ચાલુ રાખ્યું.

માણસ તો શું, શેતાન પણ રાડ પાડી દે તેવી વેદના હતી. પણ મોંએથી એક ધીમો આર્તનાદ પણ કેવો?

આ પછી મસ્તાન માતંગ આવ્યો. એણે તો રણગોળીટાની જેમ મહાવીરને ઉપાડી ઉપાડીને આકાશમાં ઘા કરવા માંડ્યા. પછી મહાપિશાચ આવ્યો, પોતાનું ખપ્પર ભરવા! એ ગયો, ત્યાં લોહીતરસ્યો ભયંકર વાઘ આવીને કારમી કિકિયારી

ખપ છે! નાથ, હવે અમને વધુ તરસાવો ના!'

સુંદરીઓ મહાયોગીને વીંટળાઈ વળી. પણ મહાવીર જલ-કમલવત્ અલિપ્ત હતા. આખરે સુંદરીઓ જાણે નિરાશ થઈ, ચોધાર આંસુથી રડતી રડતી અદૃશ્ય થઈ ગઈ.

સુંદરીઓ ચાલી ગઈ. રાત પણ ચાલી જતી હતી. ત્યાં એક રસોઈયો આવ્યો. એ ચૂલો કરવા પથરા શોધતો હતો. પથરા નહોતા મળતા. મહાવીરને સ્થિર ઊભેલા ને પોતાને કંઈ મદદ કરતા ન જોઈ, એણે વિચાર્યું:

'લાવ ને! આના બે પગ વચ્ચે અગ્નિ તપાવી અન્ન રાંધું!'

અગ્નિ ઝગ્યો, પણ મહાવીરના અંતરનો ઝળહળાટ ધીમો ન પડ્યો. એટલામાં તો એક ચંડાળ પખીનાં પાંજરાં લઈને આવ્યો. મહાવીરને વૃક્ષના થડની જેમ અડોલ જોઈ, કોઈ 'માતમા' લાગે છે, કહી એની મજાક ઉડાવવા લાગ્યો, ને એમની દેહ પર પોતાનાં પાંજરાં લટકાવી દીધાં. ભૂખ્યાં પખી ગાંચો મારી મારી દેહમાંથી માંસ ઠોલવા લાગ્યાં.

પ્રભાતી કિરણો ફૂટવાને હજી વાર હતી. ત્યાં આકાશમાં ભયંકર કાળચક્ર સુસવાટ કરવા લાગ્યું. કડાકા સાથે એ મહાવીર પાસે આવ્યું. પૃથ્વી એક સપાટે ચિરાઈ ગઈ. આકાશ જૂના છાપરાની જેમ તૂટું તૂટું થતું લાગ્યું. ભલભલાને ગુલાંટ ખવરાવી ભોં ભેગા કરી દે, તેવો એક ધક્કો આવ્યો. પહાડ જેવા અડોલ મહાવીર કમરબૂડ પૃથ્વીમાં ઊતરી ગયા. ભલભલાની ત્યાં સમાધ રચાઈ જાય, તેવો એ ઘાટ હતો.

થોડી વારે એ તોફાન શમ્યું. પ્રભાતી રંગ પૃથ્વી

પર ફેલાયા.

આ દેશ સારપ માત્રનો શત્રુ હતો. એક માનવી બીજા માનવીને શત્રુ ને હરીફ રૂપે જોતો. કોઈની સુજનતાનો એ ભરોસો ન કરતો. દુનિયામાં ભલાઈ હોય, એમ એ ન માનતો. ત્યાં ચોર પણ સાધુવેશ લેતા. વેશની પવિત્રતા, અંતરની મહત્તા કે પરમાર્થની ભાવના વિનાનો આ પ્રદેશ હતો.

એક વાર સાધુવેશમાં ચોરી કરતો એક જણ પકડાયો. એણે કહ્યું :

'હું નિર્દોષ છું. હું તો મારા ગુરુની આજ્ઞાને અનુસર્યો છું. ચાલો, મારા મહાગુરુને બતાવું.'

ચોર સિપાઈઓને જ્યાં મહાવીર હતા ત્યાં લઈ ગયો. મહાવીરને પર દોષ કહેવાના નહોતા. પેલો ચેલો છૂટી ગયો. મહાવીર બંધાઈ ગયા. થોડો માર પણ પડ્યો, ને લઈ ચાલ્યા રાજદેવડીએ.

માર્ગમાં ભૂતિલ નામનો ઇંદ્રજાળી મળ્યો. એણે મહાવીરને ઓળખ્યા. એણે કહ્યું : 'અરે, આ તો મહાત્યાગી મહાવીર છે—રાય સિદ્ધાર્થના પુત્ર !'

મહાવીર બંધનમુક્ત થયા.

એક વાર પાંચસો ચોર મળ્યા. તેઓ આનંદને ખાતર મહાવીરને ભેટી પડ્યા ને કહેવા લાગ્યા :

'અરે મામા ! તમે ક્યાંથી ?' ને મામાને ભાણેજોએ રેતીમાં ઘસડ્યા. અંધેરી નગરી ને ગંડુ રાજા જેવા આ રાજમાં, શૂળી ચડાવવાનો ઘાટ પણ રચાઈ ગયો. પણ અપેથી આત્મવીર મહાવીરે અંતે વિજ...

દિવસોથી મહાવીર ઉપવાસી હતા. ગામમાં કે નગરમાં કોઈ વાર ભિક્ષા માટે જાય, એટલે સારી વસ્તુ લોકો છુપાવે દે. ખરાબ વસ્તુ સામે ધરે. મહાવીર એ કેમ સ્વીકારે ?

આમ ભિક્ષાન્ન વગર છ છ મહિના ચાલ્યા ગયા, પણ હાર સ્વીકારવાનું મહાવીર કયે દિવસે સમજ્યા હતા ? આ દુઃખો તો એમને મન પોતાના આત્માની અગ્નિપરીક્ષા હતી. અને એમાં કાંચન શુદ્ધ નીકળ્યું હતું.

એક દહાડો એક જણ આવ્યો. એ ગળગળા અવાજે બોલ્યો : 'હું સંગમ. આપને સતાવનાર. ક્ષમા ચાહું છું. ખરેખર, તમે જેવા દેવરાજ ઇંદ્રે કહ્યું તેવા જ અડગ ધ્યાની ને તપસ્વી છો.'

આ સાંભળી છ છ માસથી હેરાન–પરેશાન થતા મહાયોગી મહાવીરના મુખ પરની એક રેખા પણ ન બદલાણી. એમણે કહ્યું : 'સંગમ દેવ ! અમે કોઈને અધીન નથી. મારી ચિંતા ન કરતો. તું તારે રસ્તે સુખેથી જા !'

બીજે દિવસે મહાવીર ભિક્ષાન્ન માટે નીકળ્યા. ગોકુળ ગામમાં વત્સપાલિકા નામની વૃદ્ધ ગોપીએ પ્રભુને છ માસનું પારણું કરાવ્યું.

સ્વર્ગ ને પૃથ્વીનાં પરમાણુઓ આનંદથી પ્રમુદિત થઈ ગયાં !



દુર્જનઃ સુદિષ્ટ દેહ જનિ, સુખાદ્ય પવાનિક જોસ;
અમિત વિષે વાસર તમિસ્ર, જિમ શશિ કરીય

જગતમાં દુર્જન સુખી થાય, એને સજ્જનને પ્રાર્થિત કર્યો, એમ વિષ અમૃતને, અંધકાર દિવસને, રાત્ર ચંદ્રને પ્રાર્થિત કરે છે તેમ.



[૨૬]

## ઊંધું જમે-ઉધાર

વૈશાલીમાં સમર નામનું ઉદ્યાન છે. એ ઉદ્યાનમાં જયન્ત નામના કેવલી સાધુ આવ્યા છે. પ્રભુ પાર્શ્વના ચાર યામના એ ઉપાસક છે.

આ ઉદ્યાનમાં ભગવાન મહાવીર અગિયારમું ચોમાસું રહ્યા હતા. થોડા વખત પહેલાં જ તેઓ આગળ વિહાર કરી ગયા હતા.

જયન્ત કેવલીએ ઉપદેશ સાંભળવા એકત્ર થયેલા લોકોને એક અજબ વાત કહી. એમણે કહ્યું:

'વસ્તુમાં સિદ્ધિ નથી. ભાવમાં સિદ્ધિ છે. તમારા ગામના એક શેઠે ભગવાનને પારણું કરાવ્યું; એનું પુણ્ય બીજા શેઠને મળ્યું!'

'કેવું વિચિત્ર જમાઉધાર!' લોકો આશ્ચર્યમાં પડી ગયા. એમણે કહ્યું: 'આપે એક જણ, લે બીજો જણ. વાવે એક જણ, લણે બીજો જણ. હે મહાકેવલી! આ વાત અમને

સમજાય તે રીતે કહો.'

જયન્ત કેવળી બોલ્યા : 'તમારા ગામમાં જિનદત્ત ને લક્ષ્મીદત્ત નામના બે શેઠ છે. જિનદત્ત પહેલાં નગરશેઠ હતા. હાલમાં તેમની સંપત્તિ નાશ પામી છે. માટે એ મશ્કરીમાં જીર્ણશ્રેષ્ઠી નામે ઓળખાય છે.

'લક્ષ્મીદત્ત પાસે લક્ષ્મી છે. એમને નગરશેઠ પદ મળ્યું છે. એ અભિનવશ્રેષ્ઠીને નામે પંકાય છે.

'જીર્ણશેઠ ભાવનાવાળો છે, નમ્ર છે. લક્ષ્મીદત્તને લક્ષ્મીનો અહંકાર છે. આ ચોમાસામાં મહાયોગી મહાવીર અહીં પધાર્યા. આ ઉદ્યાનમાંના બલદેવના મંદિરમાં રહ્યા. આ વાતની ખબર જીર્ણશ્રેષ્ઠીને પડતાં એ ત્યાં પહોંચ્યો. મહાવીર ધ્યાનમાંથી ઊઠે, એટલે પોતાને ઘેર ભિક્ષા માટે લઈ જવા, એવી એની ઇચ્છા હતી. એ માટે એ ત્યાં જ બેસી રહ્યો.

'પણ બપોર વીતી જાય, છતાં મહાયોગી ધ્યાનમાંથી ઊઠે જ નહિ. આમ એક સપ્તાહ ગયું, બે સપ્તાહ ગયા. જીર્ણશ્રેષ્ઠીએ માન્યું કે માસખમણ હશે. મહિને ભિક્ષા લેવા નીકળશે, ત્યારે વાત!

'મંદિરનો ઓટલો જીર્ણશેઠ માટે તીર્થ બની ગયું. રોજ ત્યાં આવીને બેસે, મહાયોગી મહાવીરનાં દર્શન કરે, ભાવના ભાવે કે મહાપ્રભુ પોતાને ઘેર આજ પધારશે ને પારણું કરશે, કાલે પધારશે, ને પારણું કરશે. પોતે ધન્ય ધન્ય થઈ જશે.

'આમ એક મહિનો વીતી ગયો. મહાયોગી તો ભિક્ષા માટે ન નીકળ્યા. જીર્ણશેઠે માન્યું કે કદાચ માસખમણથી

વધુ તપ હશે. આમ બે મહિના વીતી ગયા.

'ત્રણ મહિના પણ વીતી ગયા. જીર્ણશેઠને ભાવ હતો, કંટાળો નહોતો. એને તો એક જ લગની લાગી હતી, પ્રભુને પારણું કરાવવાની. ચાર મહિના પૂરા થયા. મહાયોગી આજે ભિક્ષા માટે નીકળવાના! જીર્ણશેઠ એમને નિમંત્રણ આપી, વહેલો વહેલો તૈયારી કરવા ઘેર પહોંચી ગયો.

'મહાવીર ભિક્ષા માટે નીકળ્યા. માર્ગમાં અભિનવશ્રેષ્ઠીનું ઘર આવ્યું. તેઓ ભિક્ષા માટે ત્યાં થોભ્યા.

'બારણે સાધુને ભિક્ષા માટે ઊભેલો જોઈ, નવા શેઠે દાસીને કહ્યું:

'પેલા સાધુને કંઈ આપી વિદાય કર!'

'દાસી ઘરમાં ગઈ. પાલીમાં અડદના બાકળા લઈ આવી. મહાયોગી એ લઈને ચાલતા થયા! ચાર માસખમણનું એનાથી પારણું કર્યું. પારણું કરીને એ તો ચાલી નીકળ્યા.

'અહીં જીર્ણશેઠ તો રાહ જોઈને બેઠા છે. એના હૈયામાં હર્ષ માતો નથી. અરે! પ્રભુ હમણાં પધારશે; મારા અન્નનો સ્વીકાર કરશે; મારું આંગણું પાવન કરશે, મારું જીવન ધન્ય થશે!

'જીર્ણશેઠ ઘણો સમય રાહ જોતા બેઠા રહ્યા, ભાવના જ ભાવતા રહ્યા, અંતરમાં એમ ને એમ આનંદ મેળવતા રહ્યા. ત્યાં કોઈએ કહ્યું: 'અરે! મહાયોગીએ તો પારણું કરી લીધું! જો, ત્યાં જયધ્વનિ સંભળાય!'

'જીર્ણશેઠ ઊઠયા. પોતાને ત્યાં પ્રભુ ન પધાર્યા, એ વાતનો એને પળવાર ખેદ થયો. એણે પોતાનાં કર્મને દોષ દીધો.

અનાથ અબળાઓ ને નિરાધાર બાળકોના હાયકારાથી દેશ-દેશના સીમાડા કાંપી ઊઠયા હતા.

સબળો નબળાને ખાય, એ જાણે નીતિ બની ગઈ હતી. એમાં ડાહ્યા માણસોને પણ કંઈ કહેવા જેવું નહોતું. ઘણા માણસો ભેગા થઈ ને પોતાનાથી અલ્પ જનોને ચગદી નાખે, એ જાણે મહાન રાજકીય વિજય ગણાતો. પ્રજાઓ એ ખૂની વિજયો પર વારી જતી. દરેક દેશ શત્રુઓનાં શબોની ફૂલવાડી રચી, એ પર પોતાનો વિજયસ્થંભ રોપતો.

કૌશાંબીના રાજા શતાનિકે હમણાં એવો વિજયસ્તંભ રોપ્યો હતો. એણે પાસે આવેલા અંગ દેશની પાટનગરી ચંપા પર ભયંકર ચઢાઈ કરી હતી. એનો રાજા દધિવાહન માર્યો ગયો હતો. રાજા શતાનિકે આજ્ઞા કરી કે શત્રુની નગરી—માંથી જે લેવાય તે લેવુ.

જીતેલા રાજાના સૈનિકોએ, હારેલા રાજાની પ્રજા સાથે ઢોર જેવો વર્તાવ શરૂ કર્યો. સુંદર સ્ત્રીઓ, સોનું રૂપું, મણિ-માણેક જે આવ્યું તે ઉપાડયું. એ લૂંટના માલથી કૌશાંબી નગરી અત્યારે વૈભવશાળી દેખાતી હતી.

લૂંટનુ નામ પડયું, પછી માણસ કંઈ મૂકે ? કૌશાંબીના એક હિંમતવાન ઊંટસવારે ચંપાની રાણી અને રાજકુંવરીને જ ઉપાડયાં. એણે સહુનાં સાંભળતાં કહ્યું : 'આ લૂંટના માલમાંથી મને જે રાણી મળી છે, એને હું પરણીશ. આ રાજકુંવરીને ગુલામ બજારમાં વેચી દઈશ.' આવા નિર્લજ્જ કથનની સામે પણ કોઈ સારા માણસે વિરોધ ન નોંધાવ્યો.

ચંપાના રાજાની રાણી તો સતી સ્ત્રી હતી. એ ત્યાં ને ત્યાં જીભ કરડીને મરી. આથી ઊંટસવાર નિરાશ થયો. એણે રાજકુંવરીને ગુલામ-બજારમાં વેચી નાખી.

આવાં મોટકાં પાપવાળી કૌશાંબીની શેરીઓમાં મહાયોગી મહાવીર ઘૂમે છે, ભિક્ષા માટે ઘૂમે છે. ઘેર ઘેરથી લોકો ભિક્ષા માટે આગ્રહ કરે છે, પણ મહાવીર ભિક્ષા લેતા નથી! આમ તો સામાન્ય રીતે મહાયોગી પખવાડિયે-બે પખવાડિયે કે મહિને બે મહિને ભિક્ષા લેવા નીકળતા. કોઈ વાર ચાર મહિને પણ નીકળતા. પણ જ્યારે નીકળતા ત્યારે યોગ્ય ભિક્ષા જરૂર સ્વીકારતા.

પણ આ નગરીમાં તો તેઓ હરરોજ ભિક્ષાની અપેક્ષાએ આવે છે, ઘેર ઘેર એ ઇચ્છાથી ફરે છે, ને પછી ભિક્ષા લીધા વિના પાછા ફરે છે!

આ રીતે એક મહિનો ને એક પક્ષ, બે મહિના ને એક પક્ષ, ચાર મહિના ને એક પક્ષ, પાંચ મહિના ને એક પક્ષ વીતી ગયા. મહાયોગી પ્રતિદિન ભિક્ષા માટે આવે, ને ભિક્ષા લીધા વિના પાછા ફરે.

રે! અત્યારે તો નગરી વિજયના માલથી સભર છે. માગો તે મળે તેમ છે; ને મહાયોગી કેમ કંઈ લેતા નથી? આ તો ભર્યા સાગરમાં માછલી તરસી, એવું થયું.

જરૂર તેમની કોઈ અનેરી અપેક્ષા હોવી જોઈએ, કોઈ અનેરો અભિગ્રહ હોવો જોઈએ સહુ વિચારવા લાગ્યાં.

કૌશાંબીની પ્રજા એ જાણવા તળે-ઉપર થઈ રહી.

કૌશાંબીનાં રાણીએ રાજાને કહ્યું: 'શત્રુને જીતવાની અનેક યુક્તિ-પ્રયુક્તિઓ જાણો છો, ને એક મહાયોગીની ભિક્ષા વિષે કંઈ જાણી શકતા નથી?'

રાજાએ અમાત્યને બોલાવીને કહ્યું: 'રાજ કેમ ચલાવવું એની અનેક રીતો જાણો છો, ખાનગીમાં ખાનગી વાતો જાણી લાવો છો, ને એક મહાયોગીની ભિક્ષાનો ભેદ નથી કળી શકતા?'

અમાત્યે નગરના ધર્મશાસ્ત્રીને બોલાવીને ધમકાવ્યા: 'રે! ધર્મશાસ્ત્રોમાં પારંગત છો, ને આ મહાભિક્ષુના અભિગ્રહ કે અપેક્ષાને જાણી શકતા નથી?'

ધર્મશાસ્ત્રીએ લાચારીમાં પોતાના હાથ હેઠા નાખ્યા, ને પ્રજાજનોને કહ્યું કે 'આવો યોગી ભૂખ્યો રહે, એ નગરી માટે શાપ રૂપ લેખાય. આથી તો આપણું ધનોતપનોત નીકળી જાય. માટે અનેક પ્રકારની વાનીઓ લઈને દ્વારે દ્વારે સજ્જ થઈને ઊભા રહો. મહાયોગીને શું જોઈએ, તેનો તરત ખ્યાલ આવી જશે.'

પણ આ બધું વ્યર્થ થયું. પાંચ માસ ને એક પક્ષ વીતી ગયો. મહાભિક્ષુએ ભિક્ષા ન લીધી તે ન જ લીધી. કૌશાંબીના લોકોને નગર પર ભાર લાગવા માંડ્યો. પોતાના બુદ્ધિ, વૈભવ, સમૃદ્ધિ શુષ્ક લાગવા માંડ્યાં. સહુ કહેવા લાગ્યા:

'રે! જલમેં મીન પિયાસી!'

આમ ભૂખ્યા ભૂખ્યા-ભિક્ષા માટે ફરતાં ફરતાં—છ માસમાં થોડાએક દિવસો શેષ રહ્યા. પણ એ ભિક્ષા તો પૂરી

ન જ થઈ. અને એક મહાયોગીની ભિક્ષાએ આખી નગરીની વિચારધારા ફેરવી નાખી હતી. આખી નગરી સ્વકર્મની તુલા લઈને લેખાજોખ કરવા લાગી: પુણ્ય શું, પાપ શું, ધર્મ શું, અધર્મ શું, ન્યાય શું, અન્યાય શું, એના જ વિચાર સર્વત્ર થવા લાગ્યા!

એક દહાડો એકાએક કૌશાંબીની ગલીએ ગલી જય-જયનાદથી ગાજી રહી. હર્ષના પોકારો ને સોનૈયા–રૂપૈયાના ઝણકારથી દિશાઓ બહેરી બની ગઈ.

નગરજનો ઉઘાડેછોગ ચર્ચા કરવા લાગ્યા:

'અરે! છ છ માસ જેટલા સમય પછી પણ મહાયોગીએ ભિક્ષાન્ન સ્વીકાર્યું ખરું—અને તે પણ આપણી નગરીના ધનાવહ શેઠની એક દાસી પાસેથી સ્વીકાર્યું!'

'શું ધનાવહ શેઠના હાથ ગીરો મુકાણા હતા, કે એક અધમ દાસીએ પ્રભુને પ્રતિલાભ્યા? અરે! પણ એ શેઠનું ઘર જ સ્મશાનની જેમ નિર્જન છે. માત્ર આ એક દાસી જ ત્યાં હાજર હતી.'

'કોણ દાસી?'

'કોણ શું? ચંપાનગરીની લૂટમાં પકડાયેલી એક છોકરી! જેના કુળનું ઠેકાણું નહિ, શીલની ખાતરી નહિ, એવી એક ગુલામડીના હાથથી મહાયોગીએ અન્ન લીધું!'

'ચાલો, ચાલો, જરૂર એમાં કંઈ ભેદ હશે! સંતોનાં કાર્ય એના પરિણામ પરથી પરખાય છે.'

સહુ કૌશાંબીના એ શેઠની હવેલી તરફ ધસ્યા. લોકોની તો ભારે ઠઠ જામી ગઈ છે.

દૃશ્ય અદ્‌ભુત છે.

દરવાજે મહાવીર ભિક્ષાન્ન વહોરીને ઊભા છે.

દરવાજાના મૂળમાં એક સુંદર છોકરી ઊભી છે! છોકરી સુંદર છે, પણ માથું મૂંડાવેલું છે! કેવી વિચિત્રતા!

અરે! એના પગમાં લોઢાની બેડી પડી છે. આવે સુકુમાર ચંદનની વેલ જેવી છોકરીને આવી કઠોર સજા હોય? એ પોતે જ ક્ષુધાતુર દેખાય છે; પણ પોતાની પાસે સૂપડામાં અડદના બાકળા હતા તે એણે હોંશે હોંશે મહાયોગીને આપી દીધા છે!

રે એક દાસી! ને આવી ઉચ્ચ મનોભાવના!

લોકોનો પ્રવાહ ધનાવહ શેઠના ઘર તરફ વહી નીકળ્યો છે! રાજા-રાણી, અમાત્ય-મંત્રી, શેઠ-શાહુકાર સહુ ધસ્યા આવે છે. આ દાસીનો માલિક ધનાવહ શેઠ પણ ધસ્યો આવે છે. સાથે ગામનો લુહાર પણ છે. તડાતડ બેડીઓ તૂટે છે!

ત્યાં પ્રાણપોક મૂકતો એક માણસ ભીડને ચીરતો આગળ આવે છે. અરે, ઓળખ્યો આને? આ તો સંપુલ નામનો કંચુકી છે. એ રડતો રડતો કહે છે:

'રે દૈવ! આ તો ચંપાનાં રાજકુમારી વસુમતી છે; ધારણીદેવીનાં પુત્રી છે.'

લોકોએ કહ્યું: 'ધનાવહ શેઠ કહે છે કે એ તો મારી

દાસી ચંદના છે. સાચું શું છે?'

'સાચું હું કહું છું, તે છે!' કંચૂકી બોલ્યો.

એટલામાં દાસીને તાકીને જોઈ રહેલાં કૌસાંબીનાં રાણી મૃગાવતી ધસી આવ્યાં. દાસીને છાતીએ લગાવીને બોલ્યાં:

'અરે! આ તો મારી બહેન ધારિણીની પુત્રી વસુમતી. હાય રે તમારી લડાઈઓ! પોતાનાંને પોતે જ હણનારી!'

લોકો તો સંબંધ શોધવામાં કુશળ હોય છે. તેઓ તરત બોલ્યા: 'રાણી મૃગાવતી ને ધારિણી વૈશાલીપતિ રાજા ચેટકની પુત્રીઓ! ચંપાનો રાજા ને કૌશાંબીનો રાજા સાઢુભાઈ! સંસારમાં કહેવત છે, કે 'સગપણમાં સાઢુ'; પણ અહીં તો 'સત્યાનાશમાં સાઢુ' એવું થયું.'

વળી એક જણ બોલ્યો: 'રાજા ચેટક તો મહાયોગી મહાવીરના સંસારી મામા! વસુમતી મહાવીરના મામાની દીકરીની દીકરી! આહ! લડાઈઓ કેવું સત્યાનાશ લાવે છે!'

'પણ આવી સુકુમાર બાળાના પગમાં બેડીઓ કયા વાંકે?' રાજાએ પ્રશ્ન કર્યો. એ પોતાનાં યુદ્ધકર્મથી પસ્તાઈ રહ્યો હતો.

'એ ગુનો મારો છે. મને સજા કરો!' ધનાવહ શેઠે આંખમાં આંસુ સાથે કહ્યું, 'હું દાસ-બજારમાંથી માગ્યાં મૂલ આપી આ છોકરીને ખરીદી લાવેલો. પણ એનો સ્વભાવ અને શીલ એવાં સુંદર કે મેં એનું નામ ચંદના રાખ્યું. મને એ પેટની દીકરી જેટલી પ્રિય હતી, પણ મારો પ્રેમ એને અનર્થકારી નીવડ્યો. મારી પત્નીએ એનો ઊંધો અર્થ કર્યો. એ કહે, શિકારીનો શિકારથી પ્રેમ કેવો? આ તો મને છેતરવાની

ચાલબાજી છે ! એમાં બનવા કાળ હશે કે એક વાર હું બહારથી આવ્યો. ઘરમાં કોઈ નહિ. ચંદના જળ લઈને મારા પગ ધોવરાવવા આવી. એ પાણી રેડવા વાંકી વળી. એના કેશ મારા પગ પર પડ્યા. મેં હેતથી કેશ ઊંચકી ખભા પર મૂક્યા. બસ, આ વાતે વિષ ઊભું કર્યું. મારી પત્ની અંદર છુપાઈને બેઠી હતી. એણે આ જોયું ને ગજબ કરી નાખ્યો. એણે મારી ગેરહાજરીમાં ચંદનાને મારી, માથે મૂંડો કરાવ્યો, પગમાં બેડી નાખી, ને ભૂખે મરવા ઓરડામાં પૂરી દીધી. ત્રણ દિવસે મને જાણ થઈ. મેં એને બહાર કાઢી. બાવા બાકળા આપ્યા, ને બેડીઓ તોડવા માટે હું લુહારને બોલાવવા ગયો !

'ત્યાં પ્રભુ આવ્યા; મારો ઉદ્ધાર કર્યો !' ચંદનાએ વાત પૂરી કરી. એના મોં પર અપૂર્વ સુખની રેખાઓ તણાઈ ગઈ હતી

'બળી આ તમારી લડાઈઓ ! પાડા પાડા લડે, ને ઝાડનો ખો કાઢે !' રાણી મૃગાવતી બોલી.

'પાડા પાડા લડે તો તો લડાઈ ઝટ પતી જાય, પણ જો પાડા લડે અને મરે, તો પછી વિજયના વૈભવ કોણ ભોગવે ?' સહુ બોલ્યા.

આમ લોકોને અંતસ્તાપ કરતા મૂકીને મહાયોગી ધીરે-ધીરે મેદની વચ્ચેથી સરી ગયા. પણ સહુ કોઈ માટે એક અમૂલો બોધપાઠ મૂકી ગયા.



એક શ્વાસ માંહિ સો વાર, સમરુ તમને રે !
ચંદનબાળા ન્યૂં સાર, આપો પ્રભુ, અમને રે.



# [૨૮] થોડા પ્રશ્નોત્તરો

કૌસાંબીથી નીકળી મહાયોગી ચંપાનગરીમાં આવ્યા. કૌસંબીના રાજાએ લૂંટેલી આ નગરી દરિદ્રતાની મૂર્તિ જેવી બની રહી હતી. અહીં સ્વાતિદત્ત બ્રાહ્મણની અગ્નિશાળામાં મહાયોગી બારમું ચોમાસું રહ્યા. ચારે માસના ઉપવાસ કર્યા.

સ્વાતિદત્ત બ્રાહ્મણને મહાયોગીના તપ માટે માન હતું, પણ તેમના જ્ઞાન વિષે પૂરતી ખાતરી નહોતી. એ માનતો કે ક્ષત્રિયો કદાચ તપ કરી શકે, પણ જ્ઞાનમાં તેઓથી માથું મારી ન શકાય. એક વાર એણે સહજ રીતે થોડા પ્રશ્નો પૂછી લીધા. ભગવાને એના અતિ સંક્ષેપમાં પણ સચોટ જવાબ આપ્યા :

સ૦ આત્મા શું છે ?
જ૦ હું સુખી, હું દુઃખી, એમાં 'હું' એ આત્મા છે.
સ૦ આત્માનું સ્વરૂપ શું ?
જ૦ ચેતના.

સ૦ આત્મા કેવો છે?

જ૦ અતિ સૂક્ષ્મ ને અરૂપી છે.

સ૦ સૂક્ષ્મનો અર્થ શું?

જ૦ જે ઇંદ્રિયથી ગ્રાહ્ય ન થાય તે.

સ૦ શબ્દ, ગંધ ને વાયુ પણ ગ્રાહ્ય થતાં નથી; તો પછી, એ પણ સૂક્ષ્મ કહેવાય ને?

જ૦ ના. શબ્દ કાનથી પકડાય છે, ગંધ નાકથી ને વાયુ ચામડીથી પકડાય છે. જે કોઈ પણ ઇન્દ્રિયથી ન પકડાય તે સૂક્ષ્મ.

સ૦ જ્ઞાન એ શું આત્માનું બીજું નામ છે?

જ૦ જ્ઞાન એ આત્માનો લાક્ષણિક ગુણ છે.

સ્વાતિદત્તને આટલા પ્રશ્નોત્તરોથી પણ મહાયોગીના જ્ઞાનીપણા વિષે સંતોષ થયો. એણે કહ્યું: 'વધુ પ્રશ્નોત્તરોની જરૂર નથી. ચોખાના પાત્રમાંથી એક જ દાણો દબાવતાં ખબર પડી જાય કે ચોખા ચડ્યા છે કે નહિ?'



जो सहस्स सहस्साण, मासे मासे गवं दए।
तस्स वि संजमो सेयो, अदिन्तस्स वि किंचण
—उत्तराध्ययन सूत्र

જે માનવી મહિને મહિને લાખો ગાયોનું દાન કરે છે, તેના કરતાં પણ ન દેનાર સંયમી માનવીનો સંયમ ચડિયાતો છે.



[૨૯]

# કાન છે કે કોડિયાં ?

દીક્ષાનું તેરમું વર્ષ વ્યતીત થતું હતું. મહાયોગી વિહાર કરતા કરતા છમ્માણિ ગામે આવ્યા. ગામની બહાર તેઓ કાયોત્સર્ગ કરી ધ્યાનમાં રહ્યા.

સંધ્યાનો સમય હતો. આ વખતે દીક્ષાના પહેલા દિવસે જેવો બનાવ બન્યો હતો, તેવો જ બનાવ બન્યો : એક ગોપ પોતાના બળદો તેમને ભળાવી ગામમાં ગયો. મોડા મોડા પાછો આવ્યો. જોયું તો તેના બળદ ત્યાં નહિ ! તેણે મહાવીરને પૂછ્યું :

'દેવાર્ય ! મારા બળદો ક્યાં ?'

પણ મહાયોગી તો ધ્યાનમાં હતા. એ કઈ રીતે જવાબ વાળે ? ગોવાળે બીજી વાર પૂછ્યું. મહાયોગી કંઈ ન બોલ્યા. ગોપનો ક્રોધ વધતો ચાલ્યો. એણે કહ્યું :

'રે મૂર્ખ ! આટઆટલી વાર કહ્યું તોય સાંભળતો નથી ? તારે તે કાન છે કે કોડિયાં ?'

પણ મહાવીર તો, તોય ચૂપ રહ્યા.

'વારુ, વારુ! તારા જેવાને કુદરતે નકામાં કાનનાં કાણાં આપ્યાં છે. લાવ પૂરી દઉં, એટલે તારે સાંભળવાની હમેશ માટેની હરકત દૂર થાય.'

એ અજડ ગોવાળ જાડાં દર્ભમૂળ લઈ આવ્યો. ખીલા જેવા એના છેડા એણે મહાયોગીના કાનમાં નાખ્યા. પછી એને બરાબર ઠોકયા. ને પછી એના બહાર રહેલા છેડા કાપી લીધા!

મૂર્ખને ઠીક સજા કરી, એમ માનતો ગોવાળ ચાલ્યો ગયો. ધ્યાન પૂરું થતાં મહાયોગી છમ્માણિ ગામથી વિહાર કરીને મધ્યમા નગરીએ આવ્યા. મધ્યાહ્ન સમયે ભિક્ષા માટે એ નગરમાં નીકળ્યા.

આ ગામમાં સિદ્ધાર્થ નામનો વણિક રહેતો હતો. મહાયોગી એને ઘેર ભિક્ષા માટે ગયા. આ વખતે સિદ્ધાર્થને ઘેર ખરક નામનો કુશળ વૈદ્ય આવ્યો હતો. એણે મહાયોગી-ને જોયા, ને એ બોલ્યો :

'ભગવાનનું શરીર આમ તો સંપૂર્ણ છે, પણ દેહમાં કંઈક શલ્ય હોય એમ લાગે છે.'

સિદ્ધાર્થ ભાવિક હતો. એણે કહ્યું : 'જરા પાસે જાઓ, ને કયાં શલ્ય છે, તે જુઓ!'

ખરક પાસે ગયો. એણે મહાવીરના શરીરનું નિરીક્ષણ કર્યું. તરત જણાઈ આવ્યું કે કાનમાં દર્ભમૂળના ખીલા છે. એણે સિદ્ધાર્થને વાત કરી.

સિદ્ધાર્થ પરમ ભાવિક હતો. એણે વૈદને કહ્યું કે 'મારી સંપત્તિમાંથી જે જોઈએ તે લઈ લે, પણ આ મહાયોગીને આરો-

વ્યલાભ થાય તેમ કર ! મારાથી એમનું કરમાયેલા પદ્મ જેવું મુખ જોઈ શકાતું નથી.'

ખરક આ માટે કંઈક વિચાર કરે, એ પહેલાં મહાવીર ત્યાંથી ચાલ્યા ગયા. ખરકે લાંબો વિચાર કરીને કહ્યું :

'આ કાષ્ઠશલાકા એમ ને એમ નીકળે એવી નથી. કાઢતાં મહાકષ્ટ પહોંચે તેમ છે. ભગવાન ધ્યાનમાં હોય ત્યારે ઉપચાર કરવો ઠીક પડશે. ધ્યાનમાં વેદનાની એમને ખબર નહિ પડે. આપણને પણ સુવિધા થશે.'

ખરક વૈદ ઔષધ તથા વૈતરાઓને લઈને ભગવાન જ્યાં કાયોત્સર્ગમાં રહ્યા હતા, ત્યાં આવ્યો. મહાવીર તો આત્મ-ધ્યાનમાં ઊંડા ઊતરી ગયા હતા. દેહની કંઈ સૂધબૂધ રહી નહોતી. ખરકે પોતાનું કામ શરૂ કર્યું. એણે પહેલાં એક તેલથી ભરેલી કૂંડીમાં મહાવીરને બેસાડયા. પછી વૈતરાઓ પાસે અંગેઅંગની માલીશ કરાવી સાંધેસાંધો ઢીલો કરી નાખ્યો. પછી કેટલાક માણસો મહાયોગીની દેહને ઝાલીને ઊભા રહ્યા. બે મજબૂત માણસોએ બે સાણસી વતી કાષ્ઠ શલાકાના બંને છેડા ખેંચ્યા. ઢીલી થયેલી શલાકાઓ લોહીના ફુવારા સાથે બહાર નીકળી આવી !

આ વખતે મહાયોગીના મુખમાંથી—જીવનમાં જેમણે ગમે તેવા દુઃખમાં પણ કદી ઓયકારો નહોતો કર્યો, એમના મુખમાંથી એક ભયંકર ચીસ નીકળી ગઈ.

એ ચીસ પહાડો સાથે ટકરાઈ, ને પહાડ ખળભળી ઊઠ્યા. નિસ્પંદ આકાશ પણ એ ચીસથી થરથરી ઊઠ્યું. રે ! દયાના અવતાર તરફ કેવો નિષ્ઠુર જગવર્તાવ !



[૩૦]

# કેવલજ્ઞાન

કુલકલનિનાદિની ઋજુવાલુકા નદી વહી જાય છે. એને કાંઠે જૃંભક નામનું ગામ વસેલું છે.

નદીના કાંઠે લીલાંછમ ખેતરો છે। આ ખેતરોમાં શામાક કણબીનું સુંદર ખેતર છે. શાલ વૃક્ષોની ઘેરી ઘટા છે. ઘટામાં એક ખંડેર ચૈત્ય છે. ચૈત્યની પાછળ સંધ્યા જામતી આવે છે. ગ્રામજનો ગીત ગાતા, ખમી વાતા ઘરભણી જઈ રહ્યા છે. આખો દિવસ મીઠી મધ જેવી હરિયાળી ચરી ગાયો ગળાની ઘંટડીઓ રણઝણાવતી ઘર તરફ જાય છે.

વૈશાખ માસની સુદ દશમ છે. દિવસનો ચોથો પહોર છે. બેતાલીસ–તેંતાલીસ વર્ષના ભગવાન મહાવીર અહીં આવી ઉકડુ આસને (ગોદોહાસને) તડકામાં જ ધ્યાનમાં બેઠા છે.

ગ્રીષ્મના અકળાવનારા દિવસો છે. આંબાવાડિયામાં કોકિલ

શાન્ત છે. બપૈયા હમેશાની વ્યાકુળ વાણી વીસરી ગયા છે. અગ્નિ જેવી વરાળો પૃથ્વીને તપાવી રહી છે. બળદો છાયામાં બેઠા છે. મૃગલાં ઠંડી ઠંડી ઘટામાં વિશ્રામે છે! એકાંત છે. નિર્જનતા છે. ગાત્ર સૂર્ય હજીય આગ વરસાવે છે. યજ્ઞકુંડ જેવી પૃથ્વી હજીય વરાળો કાઢે છે.

સંસારમાં રહેતાં છતાં વર્ધમાન સાધુ હતા. સાધુ થઈને તો એમણે કઠોર સાધનાનો આંકો આંક વાળી નાખ્યો. જેઓ દેહને પાણીના પરપોટા જેવી નમાલી, ફૂલની જેમ ટાઢ–તાપમાં કરમાનારી, ને પૂરતી આળપંપાળ વગર પડી જનારી માનતા, તેમને મહાયોગીએ બતાવી દીધું, કે કાયા તો જેટલી કસશો, તેટલી કસાશે. દેહ તો સાધન છે. સાધનનો સાચો ઉપયોગ કરતાં શીખો! સાધનને સાધ્ય ન માનો!

આત્મયોગી મહાવીરનો સંસારત્યાગ પછીનો સાડાબાર વર્ષનો ગાળો સાંભળનારને રૂંવાટાં ખડાં કરે તેવો હતો. અવિશ્વાસુને તો શંકા પેદા કરે તેવો કઠોર હતો આંખે જોનાર પણ આશંકામાં પડી જાય એવું હતું! અરે માણસ જેવો માણસ ને આટલો પુરુષાર્થ! આટલી સહનશીલતા, આટલી નિર્ભયતા! અશક્ય! ન ક્યાંય દીઠી છે, ન કદી સાંભળી છે!

આજ એ સાધનાની સિદ્ધિ–ક્ષણ આવી પહોંચી હતી. ભરદરિયે ઘૂમતું જહાજ કિનારો ભાળતું હતું.

એકાએક વાયુમંડલમાં પરિવર્તન આવ્યું. ગ્રીષ્મના વાયરા વસંતના થઈ ગયા. કોકિલ બોલવા લાગ્યો. હરણાં ભૂમિ પર ઊછળી ઊછળીને ગેલ કરવા લાગ્યાં. નજીક આવીને

ઊભેલા વ્યાઘ્રનો ભય પણ વીસરી ગયાં ! અરે ! નિર્ભય આ સૃષ્ટિમાં ભય કેવો ? એક જીવ બીજા જીવનો મિત્ર છે !

હિંસક વાઘના દિલ પર પણ જાણે પ્રેમની વર્ષા થઈ. એ પૂછડાનો ઝંડો ઉઠાવી, બહાર નીકળ્યો એણે હરણ જોયાં, ને વહાલભરી આંખડી એમના પર ઠેરવી ! રે, સુખથી ચણજો, ને મનગમતા ગીતડા ગાજો ! મુજથી ડરવા જેવું કંઈ નથી ! જીવો અને જીવવા દો

ઘાસના જાગામાથી નકુલ ને સર્પ બહાર નીકળી આવ્યા. પણ આશ્ચર્ય તો જુઓ ! બંને વચ્ચેનું પેઢીઉતાર વેર નીતરી ગયું, ને વહાલમા એક બીજાને કોટી કરી રહ્યા !

રે ! સૃષ્ટિમા આટલો પરિવર્ત ક્યાથી ? પૃથ્વીમાં આનંદ વર્તે છે, પાણીમા પરમાનંદ લહેરાય છે, આકાશમા હર્ષકિરણો ફેલાય છે નક્કી કોઈ જગપાવન પ્રસંગ બનવાનો !

હવા વાજિંત્ર જેવી બની ગઈ છે આકાશ જાણે દેવ-વિમાનોના પ્રકાશથી ઝળાહળા થઈ ગયુ છે દિશાઓ દર્પણ જેવી બની છે સંતાપ-સ્વભાવી જગતમા શાન્તિના સમીર લહેરાઈ રહ્યા છે અકારણ ઝઘડાળુ લોકો, અકારણ પ્રેમ-આનંદ પ્રગટ કરવા લાગ્યા છે

જુઓ ને, પણે મહાયોગી મહાવીર બેઠા ! મુખ પર હજારો ઉધાડી તલવારો મ્યાન કરાવે તેવી પ્રસન્નતા છે ! કાયા કંચનવર્ણી બની ગઈ છે શ્વાસમાથી સુગંધ વહે છે ! આંખ ફરે ત્યા અમીધારા પ્રગટે છે !

રે ! પ્રભુને કેવળજ્ઞાન પ્રગટ્યું ! મહાજ્ઞાનદીપ પ્રગટ્યો.

પૃથ્વી, પાતાળ ને સ્વર્ગ—ત્રિલોકના સર્વ પદાર્થો એમને પ્રત્યક્ષ થયા! ભૂત, વર્તમાન અને ભવિષ્ય—ત્રણે કાળનાં દર્શન પ્રભુના અંતરમાં આવી વસ્યાં!

સંસારની કોઈ ગૂંચ એમને ન રહી! સંસારની કોઈ ગ્રંથી તેમને ન રહી.

સર્વજ્ઞ, સર્વદર્શી, સિદ્ધ, બુદ્ધ, અર્હન મહાવીરની જય!

નિર્ગ્રંથ ભગવાન મહાવીરની જય!

જય જય નંદા! જય જય ભદ્રા!

થોડી વારમાં તો વાતાવરણ રણઝણી ઊઠ્યું. માણસો તો દૂર હતાં. દેવોએ એ અવસરનો લાભ લીધો. તેઓએ ધર્મસભા યોજી. ત્રણ કિલ્લા રચ્યા, ચાર દ્વાર કર્યાં, ઉપર સિંહાસન ગોઠવ્યું, એમ સમવસરણ (ધર્મસભા) યોજી પ્રભુની પાસે ધર્મદેશના સાંભળી!

અમૃતની એ વર્ષા હતી, પણ અમરને એ શા કામની?

શુદ્ધ, બુદ્ધ, નિરંજન પરમાત્મા!

જગતપ્રકાશ! જગજ્જ્યોતિ!

णमो समणस्स भगवओ सिरिमहावीरवद्धमाणजिणस्स णमो णमो।



जो देवाणवि देवो, जं देवा पंजलि नमंसंति।

तं देवदेवमहिअं, सिरसा वंदे महावीरम्॥

જે દેવોના પણ દેવ છે, જેને દેવો હાથ જોડીને વંદે છે, તે દેવાધિદેવથી પૂજિત મહાવીરને મસ્તક નમાવી વંદું છું.

ભગવાન મહાવીરે પહેલે પગલે ભાષાની મહાન ક્રાન્તિ કરી. એમણે કહ્યું : જ્ઞાન જ્ઞાની માટે નથી. સાધારણ જન માટે છે. સામાન્ય લોકો સમજે, એ રીતે એમની ભાષામાં બોલવું :. એમણે લોક ભાષામાં—અર્ધ માગધી ભાષામાં ( મગધદેશની કાળની ભાષામાં ) પોતાની વાણીનો ધોધ વહેવડાવ્યો ! એમાં સારનાં, ધર્મનાં ગૂઢ રહસ્યો પ્રગટ કરવા માંડ્યાં.

જીવ શું ? અજીવ શું ? લોક શું ? અલોક શું ?
પુણ્ય પાપ શું ? આસવ-સંવર શું ? બંધ મોક્ષ શું ?
નરક શું ? નરકનાં દુઃખો શું ? નરક ગમન કેમ થાય ?
દેવ શું ! દેવલોકનાં સુખ શું ? દેવલોકમાં કેમ જવાય ?
તિર્યંચ ગતિ શું ? મનુષ્ય ભવ શું ?

—એકત્ર થયેલી મેદનીને આ જ્ઞાનવાણી સમજાવા લાગી. અરે, આ ધર્મબોધ તો સુંદર ! આપણે સમજી શકીએ તેવો. પેલો પંડિતોનો ભારબોજવાળો જ્ઞાનબોધ તો આપણે માટે આંખનું કાજળ ગાલે ઘસ્યા જેવો હતો ! આ તો જાણે આપણે બોલીએ, આપણે સમજીએ તેમ કહે છે ! આજ સુધી પુરુષ-પ્રમાણુથી વચન–પ્રમાણ માનતાં. હવે તો પોતે એમાં માથું મારી શકે તેવું થયુ. જાણે એમ લાગ્યુ કે આત્મકલ્યાણના બંધ કરી દેવાયેલા ઝાંપા આજ સહુ માટે ખૂલ્યા !

એમાંય ભગવાન મહાવીરે કહ્યું :

‘દેવ ભલે મોટો હોય, ગમે તેવું તેમનું સ્વર્ગ હોય, પણ માણસથી મોટું કોઈ નહિ ! માણસ માનવતા રાખે, તો દેવ પણ એના ચરણમાં રહે !

'માણસે આ માટે સત્ય ને પ્રેમનો આગ્રહ રાખવો જોઈએ. પ્રત્યેક માણસ પોતાના કાર્યથી, પોતાના ગુણથી ને પોતાના શ્રમથી મહાન થઈ શકે છે. એ માટે જાતિ, કુળ, કે જન્મ નિરર્થક છે.

'ધર્મ સાધુ માટે છે, ને ગૃહસ્થે લીલાલહેર કરવાની છે, એ માન્યતા સાવ ભૂલભરેલી છે. સાધુની જેમ સંસારી ગૃહસ્થના પણ ધર્મ છે. સાધુ સર્વાંશે સૂક્ષ્મ રીતે વ્રત-નિયમ પાળે, ગૃહસ્થ યથાશક્તિ સ્થૂલ રીતે પાળે. એ માટે સાધુએ પાંચ મહાવ્રત, ને ગૃહસ્થે પાંચ અણુવ્રત ને સાત શિક્ષા વ્રત-એમ બાર વ્રતવાળા ધર્મથી જીવનનું ઘડતર કરવું જોઈએ. એમ કરે તો માણસનો બેડો પાર થઈ જાય.

'યજ્ઞમાં પશુહિંસા ન કરો. શાસ્ત્રને છુપાવો નહિ. શૂદ્રને તિરસ્કારો નહિ.

'મારો મુખ્ય સંદેશ છે અહિંસાનો, અવેરનો, પ્રેમનો.

'મારો બીજો સંદેશ છે, એક બીજાને સમજવાનો.

'હે મનુષ્યો! તમે જે ધારો તે પ્રયત્નથી થઈ શકો છો. તમે જે ધારો તે કરી શકો છો. તમારા ભાગ્યનો વિધાતા ઈશ્વર નથી, ખુદ તમે છો.

'મહામાનવ થવા, આત્મકલ્યાણ સાધવા તમારે કેટલાક નિયમો પાળવા જોઈએ. એ નિયમો એટલે વ્રત. એવાં પાંચ મહાવ્રત છે: પાંચ યામ છે.

'(૧) (અહિંસા) કોઈ જીવને સતાવો નહિ, મારો નહિ. બને તેટલો પ્રેમ આપો.

'(૨) (સત્ય) જૂઠું ન બોલો. વચનપાલક બનો.

'(૩) (અસ્તેય) ચોરી ન કરો. અણહકનું લેવાની
ઝૂંટવવાની દાનત ન રાખો.

'(૪) (બ્રહ્મચર્ય) સ્ત્રી તરફ સન્માન રાખતા
શીલવાન બનો.

'(૫) (અપરિગ્રહ) સંગ્રહ ન કરો. સંપત્તિન્‌
ાગ્ય વહેંચણી થવા દો.

'તમે નીરખ્યું તે જ સત્ય, એવો એકાન્ત ગ્
ાખો. સત્ય સાપેક્ષ છે. તમારી નજરનું સત્ય ને તેન
ાદ્ધા; બીજાની નજરનું સત્ય ને તેના તરફ વિચારણા. સ
ર્વ દૃષ્ટિને સમાવતો આ અનેકાન્તવાદ ઝઘડાનાં મૂળ કા

વાહ વાહ, શું ઉપદેશ છે! આખી નગરીમાં ભગ
ાહાવીરના જ્ઞાનભર્યા સરલ ઉપદેશની પ્રશંસા થઈ રહી.
ર એક જ વાત! મહાવીર આપણી ભાષામાં બોલે છે.
ાીધી સાદી માનવતાના પક્ષપાતી છે. એ કહે છે: માણ
પાતે જ ઈશ્વર છે. પોતે જ પોતાનું જીવન ઘડી શકે
ઈશ્વરની લાચારી કરવાની જરૂર નથી. નિર્ભય બનો. આ
બની સમારંભને જીતો. સ્વ-કર્મ પર સ્થિર બનો.

આ જ્ઞાનવાતો નવી હતી. વળી એ જનતાની જબાન
હતી, જનતાને સમજાય તેવી હતી. એની ચર્ચામાં નાનું મોટું સ
ભાગ લઈ શકે તેમ હતું. વચ્ચે કોઈની દખલ ન રહે તેવું હતું

પોતાની ભાષા પોતાને મળી, એથી બધે પોતાનું રા
પોતાને મળ્યા જેટલો આનંદ સર્વને થયો. આજે જનતા
જબાન મળી. હવે કોઈ દીહાં શું ભણાવી શકશે? અ
હાતે બધું જાણશું, સમજશું, ચર્ચા કરશું, ને પછી આચરીશું

કરો તે. દુનિયાનાં તમામ કામ એમાં આવી જાય. એવા યજ્ઞમાં મોહ, ક્રોધ, માયા જેવાં કષાયરૂપી પશુ હોમવાનાં! આમ, બીજા શબ્દોમાં કહીએ તો, મહાવીરે આ મહાન યજ્ઞોનો જ નિષેધ કર્યો! અને યજ્ઞ નહિ તો બ્રાહ્મણ નહિ!

'અને બ્રાહ્મણનો વિરોધ કર્યો તો ભલે કર્યો. એક ક્ષત્રિય પાસે એથી વધુ શું આશા રાખી શકાય? પણ યજ્ઞનો વિરોધ કરી દુનિયાના પુણ્યનો માર્ગ બંધ કરી દીધો. દેવોની પ્રીતિનો નાશ કર્યો? કેટલા માણસોની રોજી પર લાત મારી!

'અરે! યજ્ઞનો વિરોધ કર્યો, તો એય ભલે કર્યો. એનાથી શું શેકયો પાપડ ભાંગવાનો હતો! પણ દેવ કરતાં માણસને મોટો કહ્યો, અને માણસને જ ઈશ્વર કહ્યો. આત્મા પ્રયત્ન કરે તો પરમ આત્મા–પરમાત્મા થાય, એમ કહ્યું. એટલે દેવ–દેવીની પ્રીતિ કાજે જે સમારંભો થાય છે, તે તેણે નકામા ઠરાવ્યા! આ રીતે તો દાન–દક્ષિણાનો સર્વથા અભાવ થઈ જાય. બ્રાહ્મણોને ઘેર કયાં ધનની ખાણ છે! યજ્ઞ એ જ એમનુ જીવન છે, દાનદક્ષિણા એ જ એમનું ધન છે!

'વળી એણે ધર્મસભાના ચારે બારા–ઓવારા સૌને માટે ખુલ્લા મૂકી દીધા છે. કહે છે, કે દેવ આવે કે માનવ! પશુ આવે કે પ્રાણી! પતિત, પીડિત, શોષિત સહુને માટે ધર્મસભાના દરવાજા ખુલ્લા છે. સસ્તી કીર્તિ રળવાનો શ્રમણ મહાવીરનો આ પણ એક પ્રકાર જ છે ને! નહિ તો જે ધર્મસભામાં અધિકારી જ પ્રવેશ પામી શકે, ત્યાં આવો ઢંઢેરો તે હોય! પણ આ જગતમાં તો કંઈ નવું કર્યા વગર નાયક કેમ થવાય?

'આવી અવળવાણીથી મહાવીરે તો વર્તમાન ધર્મોના મૂળ જ ખોદવા માંડ્યા છે!' સોમિલ વિપ્રે આખી યજ્ઞ સભાને પડકાર કરતા ૧૧ મહાવિદ્વાનો સામે લક્ષ કરીને કહ્યું, 'આપ જેવા ભારતભૂષણ, વેદવિદ્યાવિશારદ, સકલશાસ્ત્ર પારગત, વાદકલાનિપુણ વિદ્વાનો હાજર હોય, ને આ નાસ્તિકો શું વેદ, યજ્ઞ ને ઇશ્વરનો નકાર ભણશે? ઊંચ–નીચને એક આરે બેસાડશે? હે મહાવિદ્વાનો! નીતિશાસ્ત્રનું વચન છે, કે શત્રુ ને રોગને ઊગતા દાબવા સારા. આ શ્રમણ મહાવીરની પહેલી ધર્મસભા છે, પહેલો ઉપદેશ છે.'

'નહિ, નહિ, હરગિજ નહિ બને એ વાત ન ભૂતો ન ભવિષ્યતિ!' ઇંદ્રભૂતિ ગૌતમ, પ્રસિદ્ધ વસુભૂતિ ગૌતમનો પુત્ર, સામે પગલે ત્યાં જઈ, શ્રમણ મહાવીરની શેખીને પગ તારમાં ધૂળ મેળવીશ. એના કરતા વધુ ચોમાસા અમે જોયા છે. એમ સૂઇને ગાગડ નાખી ન થવાય!'

પચાસ વર્ષની વયના, સાક્ષાત્ વિદ્યા અવતાર સમા ઇંદ્રભૂતિ ગૌતમ સભામાં એકદમ ખડા થઈ ગયા ને પોતાના પાંચસો શિષ્યો સાથે મહાસેન વન તરફ જવા એ જ પળે વિદાય થયા. એમના પગલાથી પૃથ્વી ધમધમી ગઈ.

સંસારની બે મહાન શક્તિઓ આજ સામસામે ટક્કર લેવાની હતી. પળવારમાં ગમ્મત ...ગરે! નાના મોટા અનેક લોકો ત્યાંથી ઉપદેશ સાંભળીને પાછા આવતા મળ્યા. ઇન્દ્રભૂતિ ગૌતમ વારંવાર એમને રોકીને પૂછવા લાગ્યા:

'કેમ, કેવો લાગ્યો જોગંદર?'

'જ્ઞાન અને વાણીમાં સર્વોત્તમ. મુખ પર પ્રસન્નતા તો એની. મધ્યસ્થ દૃષ્ટિ તો તેની. લોકને પ્રીતિ ઉપજાવનારું વચન તો તેનું. વાતો કરે છે સાવ સાદી રીતે, અને સાદી ભાષામાં: પણ અંતરમાં સોંસરવી ઊતરી જાય છે.'

સરસ્વતીના અવતાર ગૌતમના દિલમાં ઊંડો શેરડો પડ્યો. પણ એણે વિચાર્યું:

'અરે! લોક તો ગતાનુગતિક છે. ધર્મના મામલામાં એ શું સમજે? મારે એ માયાવીની માયાજાળ તોડવી પડશે.'

ઇન્દ્રભૂતિ ગૌતમે મન સાથે નિશ્ચય કર્યો, કદમ બઢાવ્યા. તેઓ પોતાના વાદીને કયા પ્રકારનાં પ્રમાણપ્રમેયથી પળવારમાં ચૂપ કરવો, એના વિચારમાં હતા: ત્યાં કોઈ અપૂર્વ સ્વર તેમના કાને અથડાયો. જાણે વેરાન વગડામાં પાવો વાગ્યો.

'આવો, ઇન્દ્રભૂતિ ગૌતમ! કુશળ છો ને!'

અરે! ચિરપરિચિતની જેમ કોણ મને નામથી બોલાવે છે! ઇન્દ્રભૂતિ ગૌતમને પહેલે પગલે આશ્ચર્ય થયું. પછી મનમાં વિચાર્યું કે મહાન ઇન્દ્રભૂતિને પૃથ્વીના પટ પર કોણ એવું છે, કે ન ઓળખે?

ગૌતમ ગર્વભર્યા સ્વરે બોલ્યા:

'હે ઇન્દ્રજાળી મહાવીર! હું ઇન્દ્રભૂતિ ગૌતમ. વાદ કરીને તારી ઇન્દ્રજાલવિદ્યાને સંહરવા આવ્યો છું.'

'હું ઇંદ્રજાળી? મહાવિદ્વાન ગૌતમ! શાંત થાઓ! સાચા તપસ્વીઓ ચમત્કારી હોય છે, પણ ચમત્કાર કરતા નથી. તમે નથી કહેતા, પણ હું વગર કહ્યે જાણું છું કે

તમે વાદ કરવા આવ્યા નથી, પણ સંશય નિવારવા આવ્યા છો!'

'મને સંશય? વધ્યાપુર જેવી વાત કરી, શ્રમણ વર્ધમાન!' ઇન્દ્રભૂતિ ગૌતમના મુખ પર અપ્રતિહત તેજ વ્યાપી રહ્યું. એક મલ્લ બીજા મલ્લને કુસ્તીનું આવાહન આપે એવો એ અવાજ હતો.

'આર્યાવર્તના મહાન વિદ્વાન! મહાનુભાવ ગૌતમ! કેટલીક વાર હાથી આખો ને આખો નીકળી જાય છે, પણ પૂછડે આવીને અટકી પડે છે. તું તમામ શાસ્ત્રોનું આચમન કરી ગયો છે, પણ જીવ વિશેનો તારો સંદેહ ટળ્યો નથી. પણ તેથી શરમાવાની જરૂર નથી. સાચી શંકા સાચા મન્થની જનની છે!'

આ તે શબ્દો હતા કે માનું વાત્સલ્ય હતું, કંઈ ન સમજાયું. ઇન્દ્રભૂતિનું મન આપોઆપ ગળી જવા લાગ્યું. મહાવીર ભારે માયાવી લાગ્યા. એમણે ટટ્ટાર રહી એની માયાથી અસ્પર્શ્ય રહેવા પ્રયત્ન કરવા માંડ્યા. ભગવાન મહાવીરે આગળ ચલાવ્યું:

'દીવો આખા અંધકારને દૂર કરે, તોય એની નીચે અંધારની છાયા રહે. માણસની બુદ્ધિ દીવા જેમ પ્રકાશે, પણ નીચે સંશયની છાયા રહે. એ કોઈ સ્વયંસંબુદ્ધ દૂર કરે. વાત નાની, પણ ગાડાના પૈડાના ખીલા જેવી. ન નીકળે તો ખીલી ગાડાં આખાંને ઉથલાવી નાખે.'

ગૌતમ સ્તબ્ધ બનીને ઊભા રહી ગયા. અરે! ઇન્દ્રજાળી મહાવીરે ખરી ઇન્દ્રજાળ કરી!

'રે પ્રિય ગૌતમ! તારા મનમાં સંદેહ છે, કે જીવ છે કે નહિ. હું કહું છું કે જીવ છે. એ અરૂપી છે. એને વર્ણ નથી, સ્પર્શ કે ગંધ નથી, એ અવિનાશી છે, વિનાશી દેહમાં રહે છે, ને પુણ્ય-પાપનો, સુખ દુઃખનો કર્તા-ભોક્તા બને છે. એ કીડીના દેહમાં રહ્યો છે, ને હાથીના દેહમાં વસ્યો છે; પણ એને આકાર નથી. ચૈતન્ય, વિજ્ઞાન, સંજ્ઞા આદિ લક્ષણોથી એ જાણી શકાય છે. જીવ ન હોય તો પુણ્ય પાપનું પાત્ર કોણ થાય? તું આ યજ્ઞ આદિ ક્રિયા કરે છે, એનું નિમિત્ત કોણ અને? તેનું ફળ કોણ ભોગવે?'

વાણી સરળ છે, નિર્મળ છે. એમાં નથી છલ પ્રપંચ, નથી મગજ પકાવી નાખનારી યુક્તિઓ! આટલું નિખાલસ, આત્મ-પ્રતીતિવાળું ને નમ્ર તત્ત્વજ્ઞાન એણે સાંભળ્યું નહોતું. પાંડિત્યના પંકમાં ડૂબેલા પોતાને, જાણે બહાર નીકળી, આત્માના પંકજને ખીલવવાની કોઈ હાકલ કરતું હતું!

ગૌતમ મહાપંડિત હતા, સાથે સત્યના શોધક પણ હતા. એમનો ઋજુસ્વભાવી આત્મા નમ્ર બની ગયો. અંદર ને અંદર જાણે એને કોઈ સાદ કરી રહ્યું હતું:

'ગૌતમ! અભિમાન છાંડ!

'ગૌતમ! પૂર્વગ્રહથી પીછેહઠ કર!

'ગૌતમ! પાંડિત્યનાં જાળાં દૂર કર!

'ગૌતમ! સત્યની ખોજ કર! એમાં ખોવાઈ જા!'

'સત્ય તો અંતરમાં બેઠું છે. લોકોની વાહવાહ અને

પંડિતાઈનો ભારતપ્રસિદ્ધ પહાડ આગળ વધ્યો, મહાવીર પાસે આવ્યો, બે હાથ જોડી અંજલિબદ્ધ થઈ બોલ્યો:

> नमोत्थु णं अरिहंताणं भगवंताणं
> आइगराणं तित्थयराणं सयंसबुद्धाणं ।

ગીર્વાણગિરાના મહાન હિમાયતીના મુખમાંથી લોકભાષામાં સ્તુતિ નીકળી પડી. ગૌતમ આગળ બોલ્યા:

'હે જ્ઞાનસાગર પ્રભુ! મારા હૃદયમાં હવે સંશય રહ્યો નથી. હું આપને વંદું છું–સ્તવું છું. શિષ્ય તરીકે મારો અને મારા પાંચસો શિષ્યોનો સ્વીકાર કરો. સર્વ સંબંધોનો ત્યાગ કરી આપની ચરણસેવા ઇચ્છું છું.'

ઇન્દ્રભૂતિ ગૌતમ એ દિવસે વિદ્યા ને યશનો ભારબોજ છાંડી મહાવીરના ચરણકિંકર બની ગયા.



प्लवा ह्येते अदृढा यज्ञरूपाः ।
આ યજ્ઞ રૂપી હોડીઓ અસ્થિર છે.
—ઉપનિષદ



# [૩૩] પૂછડે અટકેલા હાથી

પોથી પઢી પઢી જગ મૂઆ, પંડિત હુઆ ન કોઈ;
ઢાઈ અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોઈ.

○

ઈન્દ્રભૂતિ ગૌતમે મહાવીરની શરણાગતિ સ્વીકારી, એ સમાચાર યજ્ઞસભામાં પહોંચ્યા. વીંછીનો ડંખ વાગે ને માણસ ચમકી ઊઠે એમ, ઇંદ્રભૂતિ ગૌતમના નાના ભાઈ અગ્નિભૂતિ ખડા થઈ ગયા. એમની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. એ અગનવાણી બોલ્યા :

'કદાચ સૂર્ય પશ્ચિમમાં ઊગે એ હું માનું, પણ મારો ભાઈ ઈન્દ્રભૂતિ હારે, એ ન માનું. મહાવીર ભારે કરામતી માણસ છે. એની કૂડી કરામતને હમણાં જઈને હું તોડી-ફોડી નાખું છું. બે એક પળમાં, એ માયાવીની માયા સહારી, અમે બંને બંધવા પાછા આવ્યા સમજો.'

અગ્નિભૂતિ નીકળ્યા, તીરના વેગે નીકળ્યા. પણ થોડે જતાં જાણે વાતાવરણ સ્પર્શતું લાગ્યું. પગ ધીરા પડ્યા. મન વિચારે ચઢ્યું. ત્યાં તો ભગવાન મહાવીરની વાણી સંભળાણી.

દિવ્ય વાણી, જાણે આત્માની વાણી! અગ્નિભૂતિને એમ

લાગવા માંડ્યું કે આપણે તો આજ સુધી જૂઠી વાણી બોલ્યા. પાણીમાં જ વલોણું ફેરવ્યું! પછી નવનીત ક્યાંથી મળે? આ કેવી પ્રેમવાણી! આપણી વિદ્યા વાણી તો તીર જેવી તીક્ષ્ણ. હર પળે સામાને હણવાની ઈચ્છાથી એનો પ્રયોગ થાય. અને આ કેવી મીઠી, હૃદયને જગાડનારી વાણી!

અગ્નિભૂતિનો અગ્નિ દૂરથી જ ઠરી ગયો.

અગ્નિભૂતિ ને બીજા વિદ્વાનોની સ્થિતિ, ભગવાને કહ્યું તેમ, એ હાથીના જેવી હતી: જે સોયના કાણામાંથી આખા ને આખા નીકળી ગયા: ને પૂંછડે અટકી રહ્યા હતા.

સહુએ શાસ્ત્ર વાંચ્યાં હતાં, અધ્યયન કર્યું હતું, વિવાદથી વાદસભાઓ ગજાવી હતી. બે કૂકડા જે ઝનૂનથી મરણતોલ લડે, એમ રાજસભામાં લડી, હરીફને પાડી, રાજ્યનું માનપાન મેળવ્યું હતું! સોનાની પાલખી, રૂપાનાં છત્ર, ઘીની મશાલ ને ડંકા નિશાન મેળવ્યાં હતાં. પણ એ તો બધો બાહ્ય વ્યાપાર હતો!

અંતરમાં વિદ્યાનો આનંદ નહોતો, માત્ર દંભીલું અભિમાન હતું. મન હંમેશાં સત્ય સમજવા કરતાં—પોતાની વાતને સત્ય ઠરાવવા આગ્રહી રહેતું. જ્ઞાન હોય ત્યાં શંકા હોય—શંકા તો સત્યને સ્થિર કરનાર થાંભલો છે—પણ શંકા વ્યક્ત કેમ થાય? તો તો પોતાના મોભાને ધક્કો પહોંચે! શંકિત પણ સાચો આત્મા નમ્ર હોય, બાળક પાસેથી પણ સત્ય સ્વીકારવા તૈયાર હોવો જોઈએ. નહિ તો એક શંકા હજાર શંકાને જન્માવે! અને શંકિત હૃદયવાળો સામાને અશંકિત ક્યાંથી બનાવે?

એવા વિદ્વાનો સામે આત્મપ્રેમની ભાષામાં ભગવાન મહાવીરે વાત કરી. હૃદય તો સૌનાં સાગરસમાં હતાં જ; ઇશારો મળતાં જ એનાં જળ જાગી ગયાં. તેઓ એક પછી એક મહાવીરને હરાવવા ને પોતાના પુરોગામી વિદ્વાનોને છોડાવવા આવ્યા. પણ પોતે જિતાઈને મહાવીરના પ્રેમપાશમાં સદાને માટે બંધાઈ ગયા!

દરેકના હૃદયમાં ડોલાયમાન હતી નાની નાની શંકા! એ એકેએક શંકાને પ્રેમભાવથી મહાવીરે દૂર કરી દીધી.

અગ્નિભૂતિને કહ્યું :

'કર્મ વિષે તારી શંકા છે કે અરૂપી આત્મા સાથે રૂપી કર્મ કેવી રીતે જોડાય? પણ આ શંકાનો જવાબ સહેલો છે. મદિરા જો આત્માના અરૂપી ચૈતન્ય પર અસર કરે છે, તો કર્મ કેમ ન કરી શકે? નકામી માથાફોડ જેવી તત્ત્વચર્ચાથી આત્માનું કંઈ વળતુ નથી, ભાઈ!'

અગ્નિભૂતિ સમજી ગયા, ને મહાવીરનો સ્વીકાર કર્યો.

વાયુભૂતિ ઇન્દ્રભૂતિના ત્રીજા ભાઈ હતા. એમને ભગવાને કહ્યું :

'પુનર્જન્મ વિષે તારી શંકા છે. તું માને છે કે શરીરથી ભિન્ન કોઈ આત્મા નથી. અમુક પદાર્થો ભેગા થતાં જેમ ઊભરો આવે છે, એમ શરીરમાં અમુક તત્ત્વો ભેગાં થતાં ચૈતન્ય રૂપી ઊભરો આવે છે; દેહ સાથે એ શમે છે. પણ હું કહું છું કે દેહ ને આત્મા જુદા જુદા છે. 'મેં ખાધું', એમાં 'મેં' એ આત્મા છે. એ મૃત શરીરમાં નથી.

મંસારમાં બે શક્તિઓ કામ કરે છેઃ જડ ને ચેતન. બન્ને વચ્ચે વિજાતીય પદાર્થો જેવો સંબંધ છે. અનાદિ કાળથી એ મળેલાં છે, એની પ્રત્યક્ષ ખાતરી તો શી ? દરેક વાતમા પ્રત્યક્ષ પ્રમાણ આપી શકાતું નથી. ત્યાં અનુમાન પ્રમાણ ઠરે છે. જેમ દૂધ જોઈને એમાં ઘીનું અનુમાન કરીએ છીએ, એમ આમાં છે. શુભ કર્મોથી લિપ્ત ચેતન—એ સારી સ્થિતિ, અશુભ કર્મોથી લિપ્ત ચેતન—એ ખરાબ સ્થિતિ. રાય ને રંકની જેમ.'

વાયુભૂતિની શંકા વાયુની લહરી સાથે દૂર થઈ ગઈ. એ શિષ્ય બની રહ્યા.

ચોથા પંડિત આર્ય વ્યક્ત આવ્યા. એમને પ્રેમભાવથી -પનાવતાં મહાવીરે કહ્યુ :

'તમને જગત સત છે કે અસત, એની શંકા છે. એ ત પણ છે, અસત પણ છે. એમાં કશી શંકા ન ધરીશ. ા પંચ ભૂતાત્મક જગત સત છે; ને એ ક્ષણભંગુર ને રિવર્તનશીલ છે, એ દૃષ્ટિએ અસત છે.'

પાંચમા પંડિત આર્ય સુધર્મા આવ્યા. તેઓને શંકા ્તી, કે બધાં પ્રાણીઓ મરીને પોતાની જ યોનિમાં પેદા થાય—કાગડો કાગડાની યોનિમાં—જેમ ઘઉં ઘઉંની યોનિમાં.

ભગવાને કહ્યું: 'હે મહા આર્ય ! તમારો બહુશ્રુત હાથી ઝીણામાં ઝીણા મર્મમાંથી તો આરપાર નીકળી ગયો, પણ સાવ -નજીવી વાતમાં પૂંછડે અટકી ગયો. શું તું એટલુંય જાણતો નથી કે પ્રાણીઓનો પુનર્જન્મ એના કર્મના કારણે થાય છે,

શરીરના કારણે નહીં ? ભવપ્રાપ્તિનું કારણ શુભ અશુભ કર્મ છે. મનુષ્ય દેવ પણ થાય, દાનવ પણ થાય. જેવાં એનાં કર્મ એવી એની ગતિ.'

આર્ય મંડિકને વળી આત્માના બંધ–મોક્ષ વિષે શંકા હતી. એ વિચારતા કે આત્મા સ્ફટિક જેવો છે, એને વળી બંધ–મોક્ષ કેવાં ?

ભગવાને જ્ઞાતશૈલીમાં કહ્યુ · 'આત્મા બે પ્રકારના છે · એક જે તપ ધ્યાન યોગ અનુષ્ઠાનાદિથી સંપૂર્ણ કર્મથી મુક્ત થયા છે તે, તે સિદ્ધ કહેવાય. એ સર્વથા બંધ–વિહીન છે. અને બીજા જે આત્માઓ સારાં ભલા કર્મો કરી જુદી જુદી ગતિ ઓમા ભમે છે તે, એ સંસારી કહેવાય છે. એને બંધ અને મોક્ષ બને છે'

સાતમા પંડિત મૌર્યપુત્રની શંકાનો જવાબ વાળતા ભગવાને કહ્યુ

'તું એમ માને છે, કે દેવ નથી ઉત્તમ પુરુષ એ જ દેવ છે પણ એ ખોટુ છે દુનિયામા સુખ છે, પણ દુઃખ મિશ્રિત છે દુઃખ છે, પણ સુખમિશ્રિત છે, તો નિખાલસ સુખભોગની ને નિખાલસ દુઃખભોગની પરાકાષ્ઠા ક્યાક હોવી જોઈએ એ સુખભોગની પરાકાષ્ઠા તે દેવત્વ દુઃખ ભોગની પરાકાષ્ઠા એ નરકત્વ અલબત્ત ઉપચારથી ઉત્તમ પ્રકૃતિવાળો ને ગુણી માણસ દેવ કહેવાય પણ ઉત્પત્તિથી તો દેવલોકનો આત્મા જ દેવ ગણાય'

આર્ય અકંપિતના નરક વિષેના સંદેહને દૂર કરતા

ભગવાન બોલ્યા 'તું મનુષ્યની નિકૃષ્ટ અવસ્થાને નરક માને છે પણ તે ઠીક નથી મનુષ્ય ગમે તેટલો દુ ખી હોય, પણ તેમા સુખનો અ શ રહેલો છે જે જીવો જીવનપર્યંત હિંસા, ચોરી, જૂઠ, વ્યભિચાર કરે છે, એની સજા શુ આટલી ને આવી હલકી અવસ્થા જ છે? તો તો લોકોને સત્ય, પ્રેમ ને સદાચાર પર શ્રદ્ધા જ ન રહે કુદરતના ત્રાજવામા પૂરે પૂરો ન્યાય છે અનાચારી, અત્યાચારી કદાચ આ ભવમાં દુ ખ ન પામે, પણ તેને માટે ભવ-ભવાતરે પણ જ્યા દુ ખનો પરાકાષ્ઠા હોય તેવુ સ્થાન નક્કી છે અને એનુ નામ નરક'

પ ડિત અચલભ્રાતાનો સ દેહ વ્યક્ત કરતા ભગવાને કહ્યુ

'હે પવિત્ર બ્રાહ્મણ! તુ એમ માને છે, કે જગતમા આ પુણ્ય,-આ પાપ એ નાહક ભેદ ખડા કરવામા આવ્યા છે જગતમા બને તેટલો પુરુષાર્થ કરનો ને સુખ મેળવવુ એમા પુણ્ય-પાપની વાત આડે ન લાવવી પણ તારી આ માન્યતા બરાબર નથી કેટલાક જીવો અત્યત પુરુષાર્થ કરે છે, છતા પરિણામમા દુ ખ મેળવે છે કેટલાક હાથપગ પણ હલાવતા નથી, ને અમનચમન ઉડાવે છે આનુ કારણ શુ? એનુ કારણ પુણ્ય-પાપ—આ જન્મ કે પૂર્વજન્મના કર્મ! કર્મના ચોપડામા જમે-ઉધાર ખોટુ થતુ નથી!'

આ પછી પ ડિત મેતાર્યનો પુન ર્જન્મનો ભ્રમ દૂર કર્યો પ ડિત પ્રભાસનો મોક્ષ વિશેનો ભ્રમ દૂર કરતા તેઓએ કહ્યુ

'તુ માને છે કે જીવ અને કર્મનો અનાદિ સ બ ધ

છે, તો તે અનન્ત પણ હોવો જોઈએ. પણ તે ખોટું છે. અનાદિ હોય તે અનન્ત હોય જ એવો કંઈ નિયમ નથી. સોનું ખાણમાં અનાદિ કાળથી માટી સાથે મળેલું છે, એટલે શું અનન્ત કાલ સુધી એ માટી સાથે મળેલું રહેશે? ના, ના, અગ્નિ આદિના સંયોગથી તે શુદ્ધ થઈ શકે છે. એમ જ આત્માનું સમજવું.'

અગિયારમા પંડિતનો ભ્રમ પણ દૂર થયો, ને એય બીજાની જેમ ભગવાનનો શિષ્ય થઈ રહ્યો. એના પાંચસો શિષ્યો પણ ગુરુને અનુસર્યા.



धीरस्स पस्स धीरत्तं, सच्च धम्माणुवत्तिणो ।
चिच्चा अधम्मं धम्मिट्ठे, देवेसु उववज्जइ ॥

સત્યમાર્ગના પ્રવાસી ધીર પુરુષની ધીરતા તો જુઓ ! જે અધર્મનો ત્યાગ કરી ધર્મનો સ્વીકાર કરે છે, ને દિવ્ય ગતિને (દેવ) પામે છે.

—ઉત્તરાધ્યયન



## ચતુર્વિધ સંઘ

ભગવાન મહાવીરને અપાપા નગરીમાં ૧૧ મહાન બ્રાહ્મણ શિષ્યો, અને ૪૪૦૦ એમના શિષ્યો અનુયાયી તરીકે મળ્યા. ભગવાનની ઇચ્છા હવે તીર્થ પ્રવર્તાવવાની થઈ. તેમણે તે માટે ચતુર્વિધ સંઘની રચના કરી.

ઇન્દ્રભૂતિ ગૌતમ આદિ ૧૧ શિષ્યોને ગણધર બનાવ્યા ને તેમના શિષ્યગણને તેમના શિષ્ય તરીકે રાખ્યા. આમ સાધુ સંસ્થા સ્થાપી.

કૌશાંબીમાંની દાસીપણામાંથી મુક્ત થયેલ ચંદનબાળા પણ આ સભામાં હાજર હતી. ભગવાને એને દીક્ષા આપી, ને સાધ્વી સમુદાયની સ્થાપના કરી.

આ સભામાં અનેક પુરુષો ને સ્ત્રીઓ હતાં, જેઓ સાધુપદ સ્વીકારવા તૈયાર નહોતાં, પણ ભગવાનના ઉપદેશમાં શ્રદ્ધા ધરાવનાર ને યથાશક્તિ આચરણ કરવા તત્પર હતાં, તેઓને પણ સમણોપાસક ને શ્રમણોપાસિકા તરીકે પોતાના સંઘમાં સમાવ્યા. શ્રમણોપાસકો અને શ્રમણોપાસિકાઓ શ્રાવક-શ્રાવિકા કહેવાય. આમ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ સ્થપાયો.

ભગવાન મહાવીરે [illegible] શાસનનું [illegible] ચતુર્વિધ સંઘને [illegible]

[૩૫]



# નિર્ગ્રંથ સાધુ

ભગવાને પોતાના શાસન સંઘના અનુયાયી શ્રમણ–શ્રમણી વિષે કહ્યું:

મારા શાસનનો નિર્ગ્રંથ સાધુ મુક્ત મનનો, ઉદાર વિચારનો ને અહિંસાના વ્રતવાળો હશે. સંસારની, મનની, સંબંધની, મોટાઈની કોઈ ગ્રંથી-ગાંઠ એને પીડશે નહિ. એ સાચા અર્થમાં નિર્ગ્રંથ હશે.

એ સતત જાગ્રત હશે, સૂતાં, ઊઠતાં, બેસતાં ક્ષણનો પણ પ્રમાદ નહિ કરે.

એને ઘર નહિ હોય: એ અનગાર હશે.

એ ભિક્ષુ હશે. ભિક્ષા એનુ ભોજન હશે.

પોતાના માટે બનેલું ભોજન એ નહિ લે. રાતે ભોજન નહિ લે. ફૂલ પરથી ભમરો રસ ચૂસે—ઠેર ઠેર ગોચરોમાંથી ગાય કોળિયા ભરે—એમ એ ભિક્ષા લેશે. એ ગોચરી કહેવાશે.

એ વસ્ત્રની અપેક્ષાથી દૂર હશે. સાથે એ કાચબાની જેમ અંગો છુપાવીને ચાલશે.

લટકતી હશે, સિર કંપતું હશે, વદન કરમાઈ ગયું હશે, આંખો અંદર ઊતરી ગઈ હશે, મહામુશ્કેલીએ ચાલી શકાતું હશે, છતાં સાચો નિર્ગ્રંથ આત્માનો ઉપાસક રહેશે. એ આત્માનો પૂજારી છે. દેહ તો સાધન છે. સાધ્ય પ્રાપ્તિ ખાતર સાધન ડૂલ કરતાં એ નહિ ડરે.

આ નિર્ગ્રંથનાં તરણોપાય માત્ર વિદ્યા ને ચારિત્ર્ય હશે. આવો નિર્ગ્રંથ અહિંસા, સંયમ અને તપનો પૂજારી હશે.

અહિંસા માટે સમતા જરૂરી છે. સમત્વ વિના અહિંસા જન્મતી નથી. એટલે એ કોઈ જીવને ઊંચ–નીચ, નાનો-મોટો નહિ લેખે. પોતાના જેવો બીજાને સમજશે. એન અંતરમાં એક જ રટણા હશે: 'સવી જીવ કરું શાસનરસી.

સંયમ માટે એ પોતાની જાતનો ચોકીદાર બનશે મનને કાબૂમાં રાખશે, ઇંદ્રિયોનો દાસ નહિ બને.

તપ માટે એ હમેશાં દેહદમનનો પ્રયત્ન કરશે. આવશ્યક ચિત્તશુદ્ધિ ને આત્મબલ માટે શરીર, ઇંદ્રિય, મનને કબજામાં રાખવા માટે એ તપનો આશ્રય લેશે.

સાધુની પાસે સદા એક કલ્પના રહેશે:

લડાઈમાં મોખરે ચાલતો હાથી, કેટકેટલાં વિઘ્નો સહે છે, કેટકેટલા ઘા વેઠે છે! છતાં એ આગળ જ ચાલ્યો જાય છે. એમ સાધુ આગળ વધશે. જેમ એ હરતી બંધ, છેદ કે વધની દરકાર કરતો નથી: એનું ચિત્ત લક્ષને વેધવામાં હોય છે, એમ સાધુ પણ કશી દરકાર નહિ કરતાં, જીવનની સપ

-નામાં આગળ ને આગળ વધશે.

આવા નિર્ગ્રંથ ભિક્ષુને કેટલાય અંધારામાં અજવાળાં કરવાનાં હોય છે. દ્વારે દ્વારે અહિંસા, અવેર ને અનેકાન્તની ટહેલ નાખવાની હોય છે. મૈત્રી, પ્રમોદ, કરુણા ને મધ્યસ્થતા —આ ચાર ભાવનાનાં જગતમાં ખાતર પૂરવાનાં હોય છે. વિશ્વ-પ્રેમનો—જીવમાત્ર પ્રતિ સમત્વનો—સંદેશ આપવાનો હોય છે.



जहा य अंडप्पभवा बलागा,
अंडं बलागप्पभवं जहा य ।
एमेव मोहाययणं खु तण्हा
मोहं च तण्हाययणं वयन्ति ॥

બગલી ઈંડામાંથી જન્મે છે ઈંડું બગલીમાંથી જન્મે છે- એમ તૃષ્ણા મોહની માતા છે મોહ તૃષ્ણાનો પિતા છે.

ઉત્તરાધ્યયન



# [૩૬] નિર્ગ્રંથનાં પાંચ યામ

જીવો છ પ્રકારના છે: પૃથ્વીની કાયાવાળા, જળની કાયાવાળા, અગ્નિની કાયાવાળા, વાયુની કાયા વાળા ને ત્રસકાયિક.

જીવમાત્ર સુખને ઇચ્છે છે, દુઃખને તિરસ્કારે છે. માટે કોઈ જીવને કદી પીડા ન પહોંચાડવી, એમને બીજા કોઈ પાસે ન પીડાવવા, અને બીજા પીડતા હોય એની પીઠ ન થાબડવી. (અનુમોદન ન કરવું)

આ કારણે નીચેનાં પાંચ યામ–પાંચ મહાવ્રત નિર્ગ્રંથ સાધુએ પાળવાં.

૧લું મહાવ્રત : અહિંસા : હિંસા કરે નહિ, કરાવે નહિ, કરતાને અનુમોદે નહિ. સ્થૂલ, સૂક્ષ્મ, સ્થાવર કે જંગમ કોઈ પણ પ્રાણીની હિંસા થાય તેવું મન, વચન ને

કાયાથી કંઈ ન કરવું. સાવધ રીતે ચાલવું. મનને શાંત રાખવું. વાણીને ઉદાર રાખવી. વસ્તુ મૂકતાં, લેતાં, ખસેડતાં ધ્યાન રાખવું. અન્નપાનની પણ શુદ્ધિ જાળવવી.

૨જું મહાવ્રત : સત્ય : જૂઠું ન બોલવું, બોલવા પ્રેરવું નહિ, તેનું અનુમોદન કરવું નહિ. ક્રોધથી જૂઠું બોલાય. હાસ્યથી જૂઠું બોલાય. લોભથી જૂઠું બોલાય. ભયથી જૂઠું બોલાય. સહસા જૂઠું બોલાય. આ માટે મન, વાણી ને દેહને સાવધ રાખવાં.

૩જું મહાવ્રત : અસ્તેય : સર્વ પ્રકારની ચોરીનો ત્યાગ, અણુહકનું–વણુ આપ્યું ન લેવું. કોઈની પાસે લેવરાવવું નહિ. કોઈને એવા કામમાં સહાય કે ટેકો ન આપવો.

૪થું મહાવ્રત : મૈથુન : સર્વ પ્રકારના બ્રહ્મચર્યનું પાલન. વારંવાર સ્ત્રી વિષે વાત ન કરવી. સ્ત્રીનાં અંગ ન જોવાં. પહેલાંનો સ્ત્રી-પરિચય યાદ ન કરવો. એ જ રીતે સ્ત્રીએ પણ સાવધ રહેવું. અન્નપાનમાં મર્યાદા રાખવી. કામોદ્દીપક અન્નપાન ન લેવું.

૫મું મહાવ્રત : અપરિગ્રહ : તમામ પ્રકારના પરિગ્રહનો ત્યાગ. આસક્તિ એ જ પરિગ્રહ છે. એ છોડવી. કાન, આંખ, ચામડી, જીભ વગેરે ઇંદ્રિયોને વિષય તરફ જતી રોકવી અશક્ય છે, પણ તેમાં આસક્તિ એ વ્રતભંગ રૂપ છે.



[૩૭]

## ગૃહસ્થનાં બાર વ્રત

જેઓ ગૃહત્યાગ કરી શકતા નથી, પણ નિર્ગ્રંથ ભગવાનના માર્ગ પર શ્રદ્ધા ધરાવે છે. એવા માટે ભગવાને ગૃહસ્થધર્મ નિરૂપ્યો. ભગવાને અસ્થિક આમમાં સ્વપ્નમાં જોયેલી બે ફૂલમાળાનો અર્થ અહીં સાર્થક થયો.

શ્રમણો માટે પાંચ મહાવ્રત બતાવ્યાં. ગૃહસ્થો માટે તેમણે પાંચ અણુ વ્રત ને સાત શિક્ષાવ્રત એમ બાર વ્રત બતાવ્યાં :

૧. સ્થૂલ હિંસા ન કરવી : ગૃહસ્થપણાની મર્યાદા પાળતાં જે હિંસા અનિવાર્ય થાય, તે સિવાયની હિંસા ન કરવી. ૨. સ્થૂલ અસત્ય ન બોલવું. ૩. સ્થૂલ ચોરી ન કરવી. ૪. પોતાની સ્ત્રીથી પુરુષે ને સ્ત્રીએ પોતાના પતિથી સંતોષ રાખવો. ૫. ઇચ્છાઓને મર્યાદા રાખવી. જમીન, ઢોર, વાહન, વહાણ, રત્ન, માણિક્ય, સુવર્ણ વગેરેનું નિયમન કરવું.

## સાત શિક્ષાવ્રત :

દિગ્વ્રત : પ્રવૃત્તિની સીમા નક્કી કરવી.

ઉપભોગ-પરિભોગ–પરિમાણ : બહુ પાપવાળી વસ્તુઓ ન વાપરવી. ઓછાં પાપવાળી વસ્તુ ઉપભોગમાં લેવી. આમાં ખાન-પાન, વાસણ-કૂસણ, ને વસ્ત્ર-અલંકારનો તેમજ વેપાર વણજની વસ્તુની મર્યાદાનો સમાવેશ થાય છે.

અનર્થદંડ ત્યાગ : નિરર્થક પાપમાંથી પાછા હઠવું.

સામાયિક વ્રત : અમુક સમય માટે, અન્ય પ્રવૃત્તિનો ત્યાગ કરી ધર્મપ્રવૃત્તિમાં ને ધ્યાનમાં બેસી જવું.

દેશાવકાશિક વ્રત : ગમનાગમનની દિશાઓ નક્કી કરી હોય, છતાં તેમાંય દિન પ્રતિદિન ઘટાડો કરવો.

પૌષધ ઉપવાસ વ્રત : મહત્ત્વની તિથિએ ઉપવાસ આદિ વ્રત કરી, ધર્મપ્રવૃત્તિ કરવી.

અતિથિ સંવિભાગ વ્રત : ન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્યથી બનાવેલ અન્ન-પાનનું અતિથિને દાન કરવું.



अहिंस सच्च च अतेणगं च,
तत्तो य बम्भ अपरिग्गह च
पडिवज्जिया पंच महव्वयाणि
चरिज्ज धम्म जिणदेसियं विदू ।

સુજ્ઞ મનુષ્યે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આ પાંચ વ્રતોને સ્વીકારી, શ્રી જિને જે ધર્મ બતાવ્યો છે, તેનું આચરણ કરવું.





# જન્મભોમમાં

નિર્ગ્રંથ ભગવાન મહાવીર પોતાના સમુદાય સાથે વિહાર કરતા આજે બ્રાહ્મણકુંડ ગ્રામમાં પધાર્યા હતા. આ વૈશાલીનું પરું બ્રાહ્મણોથી વસેલું હતું. પાસે ક્ષત્રિયકુંડ ગ્રામ હતું. એ ક્ષત્રિયોથી વસેલું હતું. ભગવાન મહાવીરની જન્મભોમનું એ ગામ હતુ.

બહુસાલ ઉદ્યાન આજે માણસોથી ચિક્કાર ભરાઈ ગયું હતું. કેટલા વખતથી ભગવાન બ્રાહ્મણવિરોધી વલણ દાખવે છે, એવો સર્વત્ર આક્ષેપ થતો હતો. યજ્ઞનો વિરોધ એનું મોટું પ્રમાણ હતું. પણ ભગવાન સ્વયં આજ બ્રાહ્મણોના પરમ-ધામ બ્રાહ્મણકુંડ ગ્રામમાં આવીને ઊતર્યા, એથી સહુને આશ્ચર્ય થયું.

ભગવાને અહીં પોતાની શૈલી પ્રમાણે ઉપદેશ શરૂ કર્યો. આ સભામાં ભગવાનનો સંસારી જમાઈ રાજકુમાર જમાલિ હાજર હતો. બ્રાહ્મણકુંડગ્રામનો પ્રતિષ્ઠિત નાગરિક કોડાલગોત્રીય બ્રાહ્મણ ઋષભદત્ત પણ હાજર હતો. એની

સુશીલ પત્ની દેવાનંદા પણ ઉપસ્થિત હતી. એ ભગવાનને એકીટશે નીરખી રહી હતી.

અરે બ્રાહ્મણનારી! તું મહાવીર સામે આમ એકીટશે શું નીરખી રહી છે! એ ક્ષત્રિયપુત્ર છે. ને હમણાં તો વેદ, યજ્ઞ ને બલિનો વિરોધી બન્યો છે! પણ દેવાનંદાના આનંદની સીમા નહોતી. એનો હર્ષ એના કાયા-કચોળામાં સમાતો નહોતો. એના દેહની રોમરાજિ પુલકિત બની ગઈ હતી.

ચાતક ચંદ્રને નીરખી રહે, એમ દેવાનંદા ભગવાન મહાવીરને નીરખી રહી હતી. દેવ જેને આજે નમતા-ભજતા, રાજરાજેશ્વરના મુગટ જેના ચરણમાં ઝૂકતા, એ ભગવાન મહાવીરને આ નારી પુત્રભાવ જેવા ભાવે કાં નિહાળી રહી છે! રે! એ સ્ત્રીની છાતીમાંથી દૂધની ધારા વહી નીકળી!

આશ્ચર્ય! આશ્ચર્યની અવધિ!

જ્ઞાની ગૌતમ આ દૃશ્ય બરાબર નીરખી રહ્યા હતા. ગુરુ સાથે કોઈ વાતનો એમને પડદો નહોતો. ગુરુને પણ પડદો રાખવા જેવું કંઈ નહોતું. એમનું જીવન પારદર્શક મણિ જેવું હતું. શ્રી. ગૌતમે ભરીસભામાં ઊભા થઈને પ્રશ્ન કર્યો:

'ભગવાન! આ બ્રાહ્મણનારી દેવાનંદાને આપના દર્શન કરતાંની સાથે આટલો આનંદ કાં થયો? એનાં નેત્રો આટલાં પ્રફુલ્લ કેમ બન્યાં? એની છાતીમાંથી દૂધની ધારા કેમ વહી નીકળી?'

ભગવાને એક વાર દેવાનંદા તરફ નજર નાખી. પછી સભા સામે જોતાં સહજ ભાવે ને નિખાલસ રીતે ગૌતમને.

જવાબ વાળતા કહ્યુ

'ગૌતમ! દેવાનદા મારી માતા છે હુ એનો પુત્ર છુ દેવાનદાના શરીરમા જે ભાવ પ્રગટ થયો, તેનુ કારણ પુત્રસ્નેહ છે!'

રે! ભગવાન શુ બ્રાહ્મણ–પુત્ર છે? આખી સભા ભગવાનની આ વાણીથી આશ્ચર્યમા પડી ગઈ, ને બ્રાહ્મણદ્વેષી તરીકે જેઓ તેમની પિછાન કરાવતા, તે ઝાખા પડી ગયા.

એ સભામા ઋષભદત્તે ઊભા થઈ કહ્યુ 'હે મહાપ્રભુ! જરા મરણ, રોગ શોકથી વ્યાકુલ આ સસારથી મને તારો!'

ભગવાને ઋષભદત્તને દીક્ષા આપી

રાજકુમાર જમાલિ પણ ઊભો થયો એણે ભવતારિણી દીક્ષા આપવાની વિનતી કરી ભગવાને એનેય દીક્ષા આપી. એ સાધુતાને પથે પળ્યો

દેવાનદા પણ આર્યા ચદનાની આજ્ઞા નીચે સાધ્વી બન્યા.

ભગવને એ આખુ વર્ષ વિદેહમા કાઢ્યુ ચોમાસુ વૈશાલીમા કર્યું

૮

जे एग जाणइ से सव्व जाणइ
ज सव्व जाणइ से एग जाणइ ।

જે એક (આત્મા)ને જાણે છે એ બધને જાણે છે।
જે બધાને જાણે છે એ એકને જાણે છે
જે વ્યક્તિને પિછાને છે એ સમાજને પિછાને છે સમાજને પિછાને છે, એ વ્યક્તિને જાણે છે



[૩૯]

# સાદી વાત, સાદો વિવેક

ભગવાન મહાવીરના અનુયાયી અનેક રાજાઓ હતા. તેમાં કેટલાક શ્રમણોપાસક હતા, તો કેટલાક નિર્ગ્રંથપ્રવચન પર શ્રદ્ધા ધરાવનારા હતા. આ બંને પ્રકારના રાજવીઓમાં મગધના રાજવી શ્રેણિક-બિંબિસાર સહુથી આગળ પડતા હતા.

ભગવાનની ઉપદેશ પદ્ધતિ 'જ્ઞાતાશૈલી' એટલે દૃષ્ટાંત દ્વારા વાત સમજાવવાની હતી. રાજગૃહના ચોમાસામાં એમણે આવી કેટલીક કથાઓ કહી. એકવાર એમણે કહ્યું :

કેટલાક લોકો અતિથિ માટે ઘેટો પાળે છે.
ઘેટાને ખૂબ લાડ લડાવે છે.
સારો સારો ઘાસ-પાલો ખવરાવે છે.
ચોળા.ને જવસ ખવરાવી હૃષ્ટપુષ્ટ બનાવે છે.
ઘેટો ખાય છે, ને મોજ કરે છે
એ મોટી કાયાવાળો, મોટા પેટવાળો થાય છે.

ઘેટો માને છે, કે મારા જીવનમાં આનંદ છે, લહેર છે, મોજ છે, મસ્ત થઈને ખાવાપીવાનું છે. બીજાં ઘેટાં જુઓ ને કેવા રખડે છે! કેવાં ભૂખે મરે છે!

એવામાં ઘરધણીને ત્યાં અતિથિ આવે છે.

ઘરધણી રાતા–માતા ઘેટાને પકડે છે, બાંધે છે, ને એનો વધ કરે છે ઝીણા ઝીણા કકડા કરી સ્વાદિષ્ટ વાની બનાવે છે ઘેટાને, મરતી વખતે અતિથિ આવ્યાનો શોક થાય છે!

પણ જો જરા ઊંડા ઊતરીને વિચાર કરો, કે ઘડપણ રૂપી અતિથિ કોને નથી આવતો ? ને મૃત્યુરૂપી છૂરી કોને હલાલ નથી કરતી ? એ અતિથિ ને છૂરી આવ્યા પહેલાં જે ચેતે તે ખરો ચેત્યો કહેવાય!



ભગવાને એક કોડી માટે ૯૯૯ રૂપિયા ખોનારનું દૃષ્ટાંત આપ્યું.

'એક માણસ કમાવા માટે પરદેશ ગયો.

ખૂબ મહેનત કરીને એ હજાર રૂપિયા કમાયો.

એ હવે મ ગ સથવારા ગયે ઘેર આવવા નીકળ્યો.

એક હજાર રૂપિયામાંથી એક રૂપિયો છૂટો રાખ્યો, ને ૯૯૯ વાંસળીમાં નાખી કેડે બાંધ્યા.

એક રૂપિયાની એણે કોડીઓ લીધી અને નક્કી કર્યું કે આ એ કોડીમાં જ ખર્ચ ચલાવવો.

ધીરે ધીરે એણે ઘણો રસ્તો કાપી નાખ્યો. હવે ગામ થોડુંક દૂર રહ્યું, એ એક ઠેકાણે ખાવા બેઠો. ત્યાં પેલાની પાસેની

એક કોડી ભૂલી ગયો.

એ આગળ વધ્યો. માર્ગમાં તેને યાદ આવ્યું કે તે એક કોડી પાછળ ભૂલતો આવ્યો છે; ને હવે એક કોડી માટે વળી નવો રૂપિયા વટાવવો પડશે.

પણ કેડે ૯૯૯ રૂપિયાનું જોખમ હતું. એ લઈને એકલા પાછા ફરવું ઠીક નહોતું. એણે એક ઠેકાણે ખાડો ખોદી રૂપિયા દાટ્યા, ને કોડી લેવા હાંફળોફાંફળો પાછો ફર્યો.

દોડતો પેલા સ્થળે ગયો, પણ ત્યાં કોડી ન જડી.

દોડતો પાછો પોતાના સ્થળે આવ્યો. ત્યાં દાટેલા રૂપિયા કોઈ કાઢી ગયેલું. એની તો કોડીય ગઈ, ને ૯૯૯ રૂપિયા પણ ગયા!

આમ એક કોડી સાટુ ૯૯૯ રૂપિયા ખોનારાની જેમ, દેહ ખાતર આત્મા ખોનારાઓએ વિચાર કરવા જેવો છે.



એમણે એક કેરી ખાનારનું દૃષ્ટાંત આપ્યુ:

એક રાજાને કેરી ખાવાનો ઘણો શોખ.

બહુ કેરી ખાવાથી તેને વિષૂચિકા (કોલેરા)નો રોગ થયો.

વૈદે તેને દવા આપી સાજો કર્યો, પણ સાથે ચેતવણી આપી કે હવે કેરી ખાશો તો જીવ ખોશો અને રાજ્ય ખોશો.

રાજાએ થોડા દહાડા વૈદનું કહેવું માન્યું,
પછી તેનું મન કેરીમાં રમવા માંડયું!

કેટકેટલાં ખાવાનાં! કેટકેટલાં પીવાનાં! પણ ન જાણે રાજાને કેરી વગર ચેન ન પડે!

વસ્તુ તો સાવ નાનીશી પણ રાજાને એણે ઘાંઘો બનાવી દીધો.
આખરે રાજા રહી ન શક્યો. એણે એક દહાડો કેરી ખાધી.
ફરી એને રોગ થયો. દવાથી એ સાજો ન થયો.

કેરી જેવી તુચ્છ વસ્તુ ખાતર જીવ અને રાજ બંને ખોયાં.'

O

ભગવાન મહાવીરે પોતાના કથનને વધારે સરળ કરવા કહ્યું :

ત્રણ વેપારી છે.

સરખી મૂડી લઈ વેપારે નીકળ્યા છે.

દેશદેશાંતર ઘૂમીને ઘણે દહાડે સહુ પાછા ફર્યા.

પહેલો વેપારી મૂળ મૂડી બમણી કરીને પાછો આવ્યો હતો.

બીજો વેપારી ભાવની મંદીમાં ફસાયો, છતાં મૂળ મૂડી સાચવીને પાછો વળી નીકળ્યો.

ત્રીજો વેપારી તો નુકસાનીમાં ડૂબી ગયો હતો; લાભની વાત તો દૂર રહી, મૂળગી રકમ જ ખોઈને આવ્યો હતો.

સંસારના તમામ જીવો આ ત્રણ પ્રકારના વેપારી જેવા છે

પહેલા પ્રકારના જીવો મનુષ્યત્વરૂપી મૂળ મૂડીને જાળવે છે, ને ઉપરાંત પૂજ્યતાને પામે છે. મનુષ્યજીવનમાં સદાચાર, શીલ ને વ્રત પાળી દેવ બને છે.

બીજા પ્રકારના જીવો દેવ નથી બનતા, પણ મનુષ્યત્વ જાળવી રાખે છે, સાદા આચારો એ પાળે છે.

ત્રીજા પ્રકારના જીવો તો મનુષ્યત્વ પણ ખોઈ નાખે છે. ને અનાચારી ને દુરાચારી બની નરકના ભાગી બને છે.

O

આ ઉપદેશોએ–આવી સાદી વાતોએ અનેક હૃદયો પર અસર કરી, ને કંઈક માનવીઓ ભગવાન મ[illegible] ધર્મના પાલક બન્યા.



# પશુથીયે હીન તું ?

**રા**જગૃહની આ ધર્મસભામાં અનેક રાજકુમારોએ, અંતઃપુરની અનેક રાણીઓએ સંસારત્યાગ કરી સંન્યાસ સ્વીકાર્યો. આ સભામાં શ્રેણિકનો પુત્ર કુમાર મેઘ પણ હતો. એ રાજા શ્રેણિકની ધારિણી નામની રાણીનો પુત્ર હતો. ધારિણીને એ એકનો એક પુત્ર હતો.

કુમાર મેઘને ભગવાનનો ઉપદેશ મનમાં વસી ગયો. એણે ભગવાનને કહ્યું:

'હે ઉદ્ધારક! હું અતિથિ માટે પાળેલા ઘેટા જેવો નથી, કે રાજસુખમાં મસ્ત બની, મૃત્યુને ભૂલી જાઉં. તેમ જ કાણી કોડી જેવા સંસાર માટે ૯૯૯ રૂપિયા જેવા આત્માને ખોઈ દઉં, તેવો બેવકૂફ પણ નથી. વળી કેરી ખાઈને મરનાર રાજાની જેમ કામ–ભોગો પાછળ જીવ આપી દઉં, તેવો પણ નથી. હું પેલા ત્રણ વેપારીમાંનો પહેલો વેપારી બનવા ચાહું છું. હું મારાં માતાપિતાની મંજૂરી લઈ આવું; પછી દીક્ષિત થવા ઇચ્છું છું.'

મેઘ ઝટપટ ઘેર આવ્યો, એણે માતાને કહ્યું : 'મા! ભગવાનનો ઉપદેશ મેં સાંભળ્યો. મને ગમ્યો. મારે અનગાર થવું છે. મને રજા આપ!'

મા આ સાંભળીને એકદમ બેભાન બની પૃથ્વી પર ઢળી પડી. એણે થોડી વારે શુદ્ધિમાં આવતાં કહ્યું : 'બેટા! મોટો થા. વંશવેલો વધાર. અમને લીલી વાડી જોઈને જવા દે. પછી તારી મરજી પડે તેમ કર!'

મેઘ બોલ્યો : 'મા, જીવન ચંચળ છે. હું કે તું–કોણ પહેલું જશે, તેની કોને ખબર. એક કોડીના મોહ માટે મારી લાખેણી મૂડી નષ્ટ ન કર!'

મેઘનો નિશ્ચય દૃઢ હતો. આ જોઈ આખરે માતાએ કહ્યું : 'પુત્ર! બીજું તો કંઈ નહિ, એક દહાડાનું પણ રાજ ભોગવીને તું દીક્ષિત થા, તો મારું-માતાનું મન સંતુષ્ટ થાય!'

પુત્ર કબૂલ થયો. માતાના મનમાં હતું કે મેઘ બાળક છે. રાજની સાહ્યબી–સત્તા જોઈ એ લોભાઈ જશે. રાજા શ્રેણિકે મેઘનો રાજ્યાભિષેક કર્યો. એક દહાડાની કુલ રાજસત્તા તેને આપી.

સમી સાંજે રાજસિંહાસન પરથી મેઘે હુકમ કર્યો : 'અરે! હું ગજપદ પામીને, હવે હીન પદ સ્વીકારી જીવવા માગતો નથી. સાધુનો વેશ લાવો. સાધુ થઈને હું રાજાનો પણ રાજા થઈશ.'

આમ મેઘ સીધો રાજસિંહાસન પરથી ઊતરીને ભગવાન મહાવીર પાસે પહોંચ્યો. ભગવાનનો ઉતારો ગુણશીલ ચૈત્યમાં

હતો. ત્યાં તે દીક્ષિત થયો.

પણ ઉપદેશ સાંભળવો ને આચરવો—એમાં કેટલોફેર છે, તે પહેલી રાતે જ મેઘને સમજાઈ ગયું. સાધુ થવું લોઢાના ચણા ચાવવા જેવું લાગ્યું. નાના સાધુ તરીકે ઠેઠ ઝાંપા પાસે મેઘને સૂવાનું હતું. ત્યાંથી જ બધા સાધુઓ જા–આવ કરતા. આમ જા–આવથી મેઘની કંબલ રજથી ભરાઈ ગઈ. ક્યાં રાજ-મહેલની સુંવાળી શય્યાઓ અને ક્યાં આ ચૈત્યના છેવાડે પડેલી રજોટાયેલી કંબલ! એ તો આખી રાત ઊંઘી ન શક્યો.

એક રાતમાં એ કંટાળી ગયો. એણે વિચાર્યું: 'સર્યું આવી સાધુતાથી. સવારે રજા લઈ ઘેર ચાલ્યો જઈશ.'

સવાર થતાં જ મેઘ મહાવીર પાસે ફરિયાદ કરવા ગયો. ભગવાન મહાવીરે તેને પાસે બેસાડી એક કથા કહી.



'વિંધ્યાચળ નામનો પર્વત છે. ત્યાં મોટાં મોટાં જંગલો છે. એમાં હાથીઓ વસે છે. એમાં મેરુપ્રભ નામનો હાથી છે. પાંચસો હાથણીઓનો એ માલિક છે.

એક વાર જંગલમાં દવ લાગ્યો, લીલાં ઝાડ અગર-બત્તીની જેમ બળવા લાગ્યાં. આમ ઘણા હાથીઓ મરણ પામ્યા. આ ભયંકર હોનારત જોઈ મેરુપ્રભે વિચાર્યું કે એક મેદાન એવું સાફ કરી રાખું, કે આવા વખતે બધા હાથીઓ ત્યાં જઈને સુખે રહે.

એણે એક વિશાળ મેદાન શોધી કાઢ્યું, ઝાડપાન સાફ કરી નાખ્યાં, ઘાસનું તરણું પણ ન રહેવા દીધું.

સમાનધર્મી તરફના આદરભાવને કારણે, અનેક શ્રમણો ને શ્રમણોપાસકો એને ત્યાં ઊતરતા.

ભગવાન મહાવીર કૌશાંબીના ચંદ્રાવતરણ ચૈત્યમાં ઊતર્યા. આ ખબર મળતાં આખું નગર ઉપદેશ સાંભળવા આવ્યું. ભગવાને પણ આ લોક ને પરલોક માટે કલ્યાણકારી ઉપદેશ આપ્યો. ઉપદેશ પૂરો થતાં સહુ સહુને સ્થાને જવા વિદાય થયાં.

આ વખતે રાજકુમારી જયન્તી પોતાના પરિવાર સાથે ત્યાં જ બેસી રહી. પછી યોગ્ય સમય જોઈ ને, એણે ભગવાનને થોડા પ્રશ્નો કર્યા. ભગવાને પોતાની સાદી શૈલીમાં સુંદર ને માર્મિક જવાબ આપ્યા.

જયન્તી: જીવ ભારે કેમ થાય છે?

ભગવાન: હિંસા, જૂઠ, ચોરી, અનાચાર ને સંઘરાની વૃત્તિ વગેરે ૧૮ પાપસ્થાનકોના સેવનથી જીવ ભારે થાય છે, દુઃખી થાય છે. એનાથી સંસાર વધે છે, લાંબો થાય છે, ને ભ્રમણ વધે છે. ચાર ગતિના ચક્રમાં જીવ ફરે છે.

જયન્તી: ભગવાન, ઊંઘવું સારું કે જાગવું સારું?

ભગવાન: કેટલાક જીવોનું ઊંઘવું સારું છે, કેટલાકનું જાગવું સારું છે.

જયન્તી: ઊંઘવું કે જાગવું–બેમાંથી એક વાત સારી હોઈ શકે. બે વિરોધી વાતો એક સાથે કેવી રીતે સારી હોઈ શકે, પ્રભુ?

ભગવાન: અધર્મ માર્ગના પ્રવાસી, અધર્માચરણ કરનારા ને અધર્મથી જીવનનિર્વાહ કરનારા જીવો ઊંઘે છે, ત્યાં સુધી એ હિંસાથી બચે છે, ને બીજા જીવો ત્રાસથી બચે છે. એનું ઊંઘવું એના માટે ને અન્યને માટે સારું છે.

જયન્તી: સાચું કહ્યું, ભગવાન! હવે જાગવું કોનું સારું છે?

ભગવાન: જે જીવો કરુણાપરાયણ છે, સત્યવાદી છે, અણહકનું લેતા નથી, સુશીલ છે, અસંગ્રહી છે, તેવા લોકો જાગે તેમાં તેની જાતનું ને જગતનું કલ્યાણ છે.

જયન્તી : જીવો સબળ સારા કે નિર્બળ સારા?

ભગવાન : ધર્મી જીવો સબળ સારા. તેઓ એ પુરુષાર્થ દ્વારા પોતાનું ને પારકાનું કલ્યાણ કરે છે. અધર્મી જીવો નિર્બળ સારા. પોતાની નિર્બળતાથી એ પારકાને પીડા પહોંચાડી શકતા નથી. અને પોતાની જાતનું પણ ઘણું અકલ્યાણ કરી શકતા નથી.

જયન્તી : જીવ ઉદ્યમી સારો કે આળસુ સારો.

ભગવાન : એનો જવાબ પણ ઉપર મુજબ છે.

આ સિવાય રાજકુમારી જયન્તીએ બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા. ભગવાને સાદી રીતે લોકભાષામાં જવાબ આપ્યા. આ પરથી એ વખતની સ્ત્રીઓ કેટલી ભણેલી–ગણેલી ને જ્ઞાની રહેતી, એ જણાઈ આવે છે. આ જવાબથી ખુશી થઈ ભગવાન પાસે જયન્તીએ સાધ્વીપદ સ્વીકાર્યું. આર્યા ચંદનબાળાની સંભાળ નીચે એ આત્મકલ્યાણ સાધવા લાગી.

અહીંથી ભગવાન શ્રાવસ્તી નગરીમાં ગયા. અહીં સુમનોભદ્ર ને સુપ્રતિષ્ઠ નામના બે ગૃહસ્થોએ દીક્ષા સ્વીકારી. ત્યાંથી પોતાની જન્મભૂમિમાં આવતાં, વાણિજ્યગ્રામના આનંદ નામના ગૃહપતિએ તેમનો ઉપદેશ સ્વીકાર્યો, ને એ શ્રમણોપાસક બન્યો.

આનંદ ગૃહપતિ સુખી માણસ હતો. એની પાસે ચાર કોટી હિરણ્ય નિધાનમાં, ચાર કોટિ વ્યાજે ને ચાર કોટિ ઘરના વપરાશમાં હતું. ઉપરાંત દશ હજાર ગાયોનો એક વ્રજ, એવા ચાર વ્રજ હતા. એ સાર્થવાહોનો સલાહકાર, કુટુંબમાં ડાહ્યો ને પાંચમાં પુછાય તેવો હતો. તેને શિવાનંદ નામે પત્ની હતી.

પતિ-પત્ની બંને બાર વ્રત સ્વીકારી શ્રાવક બન્યાં.



चत्तारि परमंगाणि, दुल्लहाणीह जन्तुणो ।
माणुसत्तं सुई सद्धा, संजमम्मि य वीरियं ॥

માણસને આ ચાર ઉત્તમ અંગો મળવાં ઘણાં મુશ્કેલ છે, એક તો મનુષ્યનો અવતાર: બીજું સાચાં વચનોનું શ્રવણ. ત્રીજું એ વચનો પર શ્રદ્ધા ને ચોથું એ મુજબ સંયમ  વૃત્તિ [illegible]

ઉત્તરાધ્યયન



[૪૨]

## ત્યાગની હવા

ત્યાગ અને તપની આ નવી હવાથી ભારતવર્ષનું ઘર ઘર ગુંજી રહ્યું. રાજાઓ રાજમહેલો છોડી, અમાત્યો અધિકાર છાંડી, શેઠિયાઓ સોનું-રૂપું ને સ્ત્રીઓ તૃણવત સમજી શ્રમણસંઘમાં ભળવા લાગ્યા. જ્યાં દેહની આળપંપાળની વાતો હતી, ત્યાં આત્મવિજય માટે પ્રયાણ ’રવાનાં ડંકાનિશાન ગગડવા લાગ્યાં. રણયોદ્ધાની જેમ સ્ત્રી-પુરુષો સર્વસ્વ ત્યાગ કરી, દીક્ષિત થવા લાગ્યાં, ને જીવ સાટે તપ, ત્યાગ ને ધર્મને પાળવા લાગ્યાં. ભગવાનને ત્યાં તો બારે રવાજા ખુલ્લા હતા. આત્મકલ્યાણની ભાવનાની જ ત્યાં કદર થતી; કાળા-ધોળાનો, ઊંચ નીચનો, રંકરાયનો ભેદ ત્યાં નહોતો.

એ વખતે રાજગૃહમાં જ એક ધ્યાન ખેંચે તેવો બનાવ બન્યો. જેણે સાંભળ્યું એ હાથ જીભ કાઢી ગયા. કહેનારા કહી

રહ્યા, પણ સાંભળનારાને શ્રદ્ધા ન પડી.

વાત એવી હતી, કે આ નગરમાં ગોભદ્ર નામનો એક શેઠ રહેતો હતો. તેને ભદ્રા નામની પત્ની હતી, શાલિભદ્ર નામનો પુત્ર હતો. ગોભદ્ર શેઠની સંપત્તિની ગણતરી થઈ શકે તેમ નહોતી. તેઓને શાલિભદ્ર એકનો એક પુત્ર હોવાથી બહુ લાડકોડમાં ઊછેર્યો હતો. પાણી માગ્યું ત્યાં દૂધ આપ્યું હતું. અત્યંત સુખમાં એ દુનિયાદારીથી સાવ અજાણ રહ્યો હતો. એ પૃથ્વી પર સ્વર્ગનું સુખ ભોગવતો હતો.

કાળક્રમે ગોભદ્ર શેઠ ગુજરી ગયા. માતાના હાથમાં કારભાર આવ્યો. સંપત્તિ સંપત્તિને વધારે, એમ ધનની કોઈ સીમા ન રહી. માતાએ પુત્રને વધુ લાડકોડમાં ઉછેરવા માંડ્યો. રાત દિવસ, કે ટાઢ તડકાનું પણ એને ભાન ન રહ્યું.

શાલિભદ્રના સ્વર્ગીય સુખની લોકો ઈર્ષા કરવા લાગ્યા, એની સંપત્તિની વાહ વાહ બોલવા લાગ્યા. એમાંય એક બનાવે તો એની કીર્તિને અનેકગણી વધારી દીધી.

રાજગૃહમાં કંબલોનો એક વેપારી આવેલો. કંબલો બહુ કીમતી હતી. એ રત્નકંબલના નામથી ઓળખાતી. સોદાગર આખા મગધ રાજમાં ફર્યો, પાટનગર રાજગૃહમાં ફર્યો, રાજાજી પાસે ગયો, પણ સહુએ એટલી મોંઘી કંબલો ખરીદવાની પોતાની અશક્તિ દર્શાવી.

નિરાશ વેપારી ફરતો ફરતો ભદ્રા શેઠાણીની હવેલી પાસે આવ્યો. શેઠાણીએ બધી કંબલો સામટી ખરીદી લીધી. વેપારી ખુશ ખુશ થતો ચાલ્યો ગયો.

આ વખતે રાજા શ્રેણિકે એક કંબલ પોતાની રાણી માટે મંગાવી. વેપારીએ કહ્યું કે એ બધી તો શાલિભદ્ર શેઠની માતાએ ખરીદી લીધી છે. આપ ત્યાંથી મંગાવી લો.

રાજાનો સેવક શાલિભદ્ર શેઠની હવેલીએ આવ્યો, ને એક કંબલ માટે રાજાજીની માગણી રજૂ કરી.

ભદ્રા શેઠાણીએ નમ્રતાથી કહ્યુ : 'અરે! તમે થોડા મોડા પડ્યા. એ રત્ન કંબલોનાં તો મારી પુત્રવધૂઓ માટે પગલૂછણિયાં બનાવી નાખ્યાં!'

રત્નકંબલનાં પગલૂછણિયાં! રાજા શ્રેણિકના આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે ખુશ થઈ ને, શાલિભદ્ર શેઠને પોતાના દરબારમાં આવવા આમંત્રણ આપ્યું. તેઓ સંપત્તિના આ મહાન સ્વામીને જોવા માગતા હતા. પોતાનો પ્રજાજન આટલો શ્રીમંત, એનો રાજા શ્રેણિકને ભારે હર્ષ અને ગર્વ હતો.

રાજાના આમંત્રણનો જવાબ વાળતાં ભદ્રા શેઠાણીએ કહ્યું: 'મારો પુત્ર કદી ઘરબહાર નીકળ્યો નથી. આપનું બાળક સમજી વડીલ તરીકે આપ અમારે ઘેર પધારશો તો અમે પાવન થઈશું.'

રાજા શ્રેણિક ઉદાર દિલનો હતો. સામે પગલે ભદ્રા શેઠાણીને ત્યાં આવ્યો. માતા, ઉપરના માળ પર બેઠેલા પુત્રને બોલાવવા ગઈ. પુત્રે કહ્યું: 'મા! એમાં મને શું પૂછે છે? જે જોઈએ તે આપીને એને ખુશ કર!'

'પણ બેટા! એ તો આપણા સ્વામી છે, રાજા છે, આપણું સારું-નરસું કરવાના અધિકારી છે, પણ ઉદાર છે. તને રાજ-



## [૪૩] યુદ્ધ અટક્યું

ભગવાન ફરી એક વાર કૌશાંબીમાં આવ્યા. પણ આ વખતના કૌશાંબીની સ્થિતિ ખરાબ હતી. ઉજ્જૈનીનો રાજા પ્રદ્યોત મોટી સેના સાથે એના પર ચઢી આવ્યો હતો. કૌશાંબીનો રાજા ઉદયન હજી નાનો હતો. રાણી મૃગાવતી એની વતી રાજ ચલાવતી હતી. ઉજ્જૈનીની સેના સામે કૌશાંબી ટકી શકે તેમ નહોતું. સહુ કૌશાંબીવાસીઓએ કેસરિયાં કરવાનો નિર્ણય કર્યો હતો.

ઉજ્જૈનીનો રાજા પ્રદ્યોત બહુ ક્રોધી ને ભયંકર હતો. એથી એ ચંડ પ્રદ્યોતને નામે ઓળખાતો. એણે નિર્દોષ કૌશાંબીવાસીઓ સામે દયા દાખવતાં એક સરત મૂકી હતી: 'જો રાણી મૃગાવતી મારો સ્વીકાર કરે તો હું પાછો ફરી જાઉં. તમારી નગરીને ઊની આંચ પણ નહિ આવે. નહિ તો તમે મને જાણો છો: પટ્ટણ સો દટ્ટણ થશે.'

કૌશાંબીવાસીઓ આનો ખૂબ કડક જવાબ વાળવા માગતા હતા, પણ રાણી મૃગાવતીએ એ કામની બધી જવાબદારી પોતે ઉપાડી લીધી. એણે આડે લાકડે આડા વેહ, જેવું

કામ કર્યું. એણે કહેવરાવ્યું :

'પતિશોક તાજો છે. રાજવ્યવસ્થા ઠીક કરવાની છે. ઉદયન બાળક છે. રાજ તો ઘીના ઘડા જેવું છે. અનેક બિલાડીઓ તકની રાહ જોઈને બેઠી હોય છે. એની ગોઠવણ કરી લઉં. થોડું થોભો.'

કહેવત છે, કે ઘુવડ દિવસે જોઈ શકતું નથી, કબૂતર રાતે જોઈ શકતું નથી; પણ કામી જન તો રાતે કે દિવસે કંઈ જોઈ શકતો નથી.

ચંડ પ્રદ્યોતે એ વાત સ્વીકારી, ને એ પાછો વળી ગયો. રાણીએ કૌશાંબીનો કોટ સમરાવી મજબૂત કરી લીધો.

આ તરફ ઉજ્જૈનીમાં મૃગાવતીના નોતરાની રાહ જોઈને બેઠેલો પ્રદ્યોત આખરે થાક્યો. કાગળ પર કાગળ લખ્યા, પણ જવાબ કોઈ લખે તો ને! આખરે ભયંકર કોપ કરીને સેના સાથે એ ચડી આવ્યો!

રે, કાલે યુદ્ધ મંડાશે! જુવાનો બધા કપાઈ મરશે. નગર ખંડેર થશે. મૃગાવતી સતી થશે. દેશ સ્મશાન બની જશે.

એક એક પળ ઉદ્વેગભરી વીતતી હતી. ત્યાં એકાએક ભગવાન મહાવીર આવ્યાના સમાચાર પ્રસરી ગયા. શાન્તિના જાણે સમીર લહેરાવા લાગ્યા.

મૃગાવતીએ વિચાર્યું કે યુદ્ધ કોઈથી અટકે તો માત્ર કરુણાસાગર મહાવીરથી. એણે નગરના દરવાજા દિવસોથી બંધ કરાવ્યા હતા, એ તરત ખોલાવી નાખ્યા, ને ભગ-

વાનનાં દર્શને ચાલી.

ભગવાન ધર્મસભામાં બેસી ઉપદેશ આપતા હતા. આ સભામાં રાજા ચંડ પ્રદ્યોત પણ હાજર હતો. ભગવાને પરિસ્થિતિને લક્ષમાં લઈ સુંદર ઉપદેશ આપ્યો, હૃદયભેદક દૃષ્ટાંતો કહ્યાં. બાહ્ય યુદ્ધ કર્યે કંઈ નહિ વળે, અંદરનાની સાથે યુદ્ધે ચઢો, તો કંઈ આત્મકલ્યાણની આશા છે. નહિ તો તમે ડૂબશો ને બીજાને ડુબાડશો. આમ માનવજીવન સફળ કરવાનો સંદેશ આપ્યો.

રાણી મૃગાવતી ધર્મસભામાં ઊભી થઈને બોલી:

'હું દીક્ષિત થવા ચાહું છું. રાજા ચંડ પ્રદ્યોત મને પરવાનગી આપે.'

ચંડ પ્રદ્યોતના દિલ પર ઉપદેશનો પ્રભાવ પડ્યો હતો એણે રાણીને દીક્ષા લેવાની રાજીખુશીથી રજા આપી.

રાણીએ વધારામાં કહ્યું: 'જો તમે મને રાજીખુશીથી રજા આપતા હો, તો મારા પુત્રને તમારો ગણો. એને રાજ કાજના પાઠ શીખવો. એના શિરછત્ર બનો.'

ચંડ પ્રદ્યોતે એ કબૂલ કર્યું. રાણી મૃગાવતીએ સભામાં જ દીક્ષા લીધી. એ દહાડે પ્રભુની દેશનાથી યુદ્ધની ખૂનરેજી ટળી.

કૌશાંબીમાં કુશળતાના વાયરા વાયા.

# [૪૪]



## વીરધર્મની પિછાન

એક વાર ભગવાન પોલાસપુરમાં પધાર્યા. આ ગામમાં સદ્દાલપુત્ર નામનો એક તત્ત્વનો વેત્તા, વાદપરાયણ કુંભાર રહેતો હતો. એ ગોશાલકના આજીવક મતનો ઉપાસક હતો. એ કહેતો કે માત્ર આજીવક મત જ પરમાર્થ છે, બાકી બીજા મત અનર્થ છે.

સદ્દાલપુત્ર પાસે દશ હજાર ગાયોનો એક વ્રજ, એક કોટીહિરણ્ય નિધાનમાં, એક વાપરમાં ને એક વ્યાજમાં હતી. પાંચસો એનાં હાટ હતાં.

એક વાર એ અશોકવાટિકામાં હતો, ત્યાં કોઈએ ખબર આપ્યા કે સર્વજ્ઞ પધાર્યા છે. સદ્દાલપુત્ર સમજ્યો કે પોતાના મહાગુરુ ગોશાલક પધાર્યા હશે. એ દોડ્યો, પણ જઈને જોયું તો શ્રમણ ભગવાન મહાવીર !

એ ત્યાં બેઠો, અને ભગવાનનો ઉપદેશ સાંભળ્યો. ઉપદેશ સાંભળતાં એને શ્રદ્ધા થઈ. એણે પાસે જઈને ભગવાન મહાવીરને પોતાને ઘેર પધારવાનું આમંત્રણ આપ્યું.

ભગવાન મહાવીર બીજે દિવસે તેના ઘેર ગયા. સદ્દાલ-

## [૪૫] એક હજાર માઇલ પગપાળા



સિંધુ–સૌવીર નામનો દેશ છે. વીતભયપટ્ટન એનું રાજધાનીનું શહેર છે. ઉદાયન નામને રાજા ત્યાં રાજ કરે છે.

ઉદાયન આત્મામાં માનનારો છે. એ મનમાં વિચારે છે : ' ભગવાનનાં દર્શન કરનારા જીવોને ધન્ય છે. એ મહાયોગિ અહીં આવે તો હું પણ દર્શન, વંદન કરી યોગ્ય સેવા કરું

ભગવાન આ વખતે ચંપાનગરીના પૂર્ણભદ્ર ચૈત્યમ હતા. તેઓએ ઉદાયન રાજાનો મનોભાવ જાણ્યો, ને તરત ત તરફ ચાલી નીકળ્યા. એક રાજા બોધ પામે, તો હજારો પ્રજાજને તેને અનુસરે. એ વખતમાં રાજા પર પ્રજાને એટલો ભરોસો

ચંપાનગરીથી વીતભયનગર લગભગ એક હજાર માઈલ ને છેટે હતું. માર્ગમાં મરુભૂમિ પડતી હતી. નવા નવા ને જુવાન સાધુઓને ભૂખ ને તૃષા ખૂબ સતાવતી; છતાં આ મંડળી પ્રવાસવેગમાં લેશ પણ ક્ષતિ ન આવવા દેતી. ભૂખ અને

તરસથી પાછાં પગલાં ભરે, એ ભિક્ષુ નહિ.

માર્ગમાં તલની ગાડીઓ મળી. ગાડામાલિકે ભિક્ષુઓને તલ આપવા માંડ્યા. નાના સાધુઓ ભગવાન પાસે આજ્ઞા માગવા ગયા. ભગવાને કહ્યું: 'સાધુને સચિત્ત વસ્તુનો ત્યાગ હોય. તલ મોટે ભાગે સચિત્ત હોય છે. જો કે આ તલ અચિત્ત છે: પણ તે હું મારા જ્ઞાનથી જાણી શકું છું. પણ ભવિષ્યમાં બીજા કેમ જાણી શકશે? માટે નિષેધ કરું છું.'

આવી રીતે પાણી માટે બન્યું. ભગવાને કહ્યું: 'આ તળાવનું પાણી અચિત્ત છે; પણ તે હું જાણી શકું છું. બીજા નહિ. માટે વ્યવહારની રીતે હું ના કહું છું.'

ભગવાન આમ અપાર સંકટો વેઠી, એક હજાર માઈલ-ના જીવલેણ પ્રવાસ ખેડી વીતભયનગર પહોંચ્યા. ત્યાંના રાજાને ધર્મનો ઉપદેશ આપ્યો, સાચો શ્રમણોપાસક બનાવ્યો, અને તરત જ પાછા ફર્યા.

માર્ગમાં બનારસ આવ્યું. તેનો રાજા તેમનો અનુરાગી બન્યો. રાજા અનુરાગી થાય, એટલે પ્રજા કંઈ પાછળ રહે!

બનારસના બે કરોડપતિ, ચુલનીપિતા તથા સુરાદેવ તેમના અનુયાયી બન્યા. આ ચોમાસું રાજગૃહમાં કર્યું.

રાજગૃહના સ્વામી શ્રેણિક–બિંબિસારના અનેક પુત્રોએ, અનેક રાણીઓએ દીક્ષા લીધી.

રાજા શ્રેણિક બિંબિસારે ઘોષણા કરી:

'જે કોઈ ભગવાન પાસે દીક્ષા લેવા માગે તે લઈ શકે છે. પાછળની જવાબદારીઓ રાજ્ય અદા કરશે.'

ત્યાગના દીપકમાં વિશેષ તેલ પુરાયું.

[૪૭]



# ફૂલ અને કાંટા

ધર્મપ્રચારકના રાહમાં જે ફૂલ હોય છે, તેમ કાંટા પણ હોય છે. ઘણી વાર ફૂલ કરત તેઓને કાંટાનો સામનો વધુ કરવાનો હોય છે. જ્યારે પોતાન જ માણસો પોતાને સમજતાં નથી, ત્યારે એમની ગેરસમજ ભારે ગરબડ ખડી કરે છે.

ગોશાલકના પ્રસંગમાં આવી ઘટના બની હતી. એવ જ ઘટના આર્ય જમાલિના બાબતમાં બની ગઈ.

વાત એવી હતી કે જમાલિમાં પૂર્વનો ઉત્સાહ નહોતો રહ્યો. અન્તિમ કક્ષાનાં તપત્યાગે એને ડગાવી દીધો હતો. એક વાર એણે ભગવાનને કહ્યું: 'પ્રભો! હું મારા અનુયાયીઓ સાથે અન્યત્ર વિહાર કરવા ઇચ્છું છું.'

ભગવાને કંઈ જવાબ ન આપ્યો. જમાલિએ બીજી વાર પ્રશ્ન કર્યો. તોય જવાબ ન મળ્યો. ત્રીજી વાર પૂછ્યું

તોય ભગવાન નિરુત્તર રહ્યા.

જમાલિ ભગવાનના મૌનને સંમતિસૂચક માની જુદો પડી ગયો. જમાલિ સાથે તેની પત્ની પ્રિયદર્શના (ભ. મહાવીરની સંસારી પુત્રી) પણ પોતાના સાધ્વી સંઘ સાથે છૂટી પડી!

ભગવાને તોય મૌન સેવ્યું. જમાલિએ પોતાનો જુદો ચોતરો જમાવ્યો. એક દહાડો એણે પોતાના શિષ્યોને કહ્યું:

'મારે માટે પથારી કરો.'

થોડી વારે ફરી પૂછ્યું: 'પથારી થઈ ગઈ?'

'ના. પથારી પાથરીએ છીએ.'

જમાલિ એકદમ બોલી ઊઠ્યો: 'જોયું ને! મહાવીરનો મત કેવો ખોટો છે? એ કહે છે કે चलमाणे चलिए, करेमाणे कडे એ સાવ ખોટું છે! ક્રિયા કરવી ને પૂરી થવી વચ્ચે અંતર છે. માટે મહાવીરનો મત ખોટો છે!'

એને સાચું કોણ સમજાવે? અથવા સાચી વાત પણ ખોટી રીતે સમજવી હોય, તેને કોણ વારે? નાચવું ન હોય, એને આંગણું વાંકું જ લાગે ને!

મહાવીર કહેતા કે કોઈ ચોર ચોરી કરવા નીકળ્યો, એ કામમાં નિષ્ફળ ગયો. પણ વાસ્તવિક રીતે તેણે ચોરી તો કરી જ. ચોરીનું કર્મબંધન એને થયું.

કોઈ માણસ કેરી ખાવા બેઠો. પેટમાં શૂળ ઊપડ્યું ને ખાઈ ન શક્યો. પણ ખાવાની ભાવના તો થઈ જ. વસ્તુનો આધાર જેટલો ક્રિયા પર છે, તેથી વધુ મન પર છે, મનના સારા–નરસા સંકલ્પ પર છે.

દરેક લોકનાયકના સિદ્ધાંતોની મશ્કરી કરનારા નીકળે જ છે. દરેક લોકનાયકના હરીફ પણ પેદા થાય છેજ. તેજોદ્વેષ સંસારના હાડચામમાં ઊંડે ઊંડે પેસેલો છે.

મહાવીરના શ્રમણોપાસકો અમુક કાળનું સામાયિક કરતા. એ વખતે તેઓ પોતાનાં વસ્ત્ર-અલંકાર દૂર મૂકતા. અન્ય મતવાળા આવીને એ ઉપાડી જતા. સામાયિક કરનારો પોતાની વિધિ પૂરી કરી જ્યારે વસ્ત્ર માગવા જતો ત્યારે પેલા કહેતા:

'જા, તારા ગુરુને પૂછી આવ કે સામાયિક આદિ સ્વીકારીને બેઠેલા શ્રાવકનાં વસ્ત્ર કોઈ લઈ જાય: તો સામાયિક પૂરું થયે તે વસ્તુની શોધ કરનારો શ્રાવક પોતાની વસ્તુ શોધતો લેખાય કે પારકી ?'

બીજા ધિટ્ટ લોકો કહેતા: 'અરે! સાથે સાથે એટલું પણ તારા ભગવાનને પૂછતો આવજે કે સામાયિક કરતા શ્રમણોપાસકની સ્ત્રીને કોઈ અડે તો, તે શ્રમણોપાસકની સ્ત્રીને અડે છે કે પારકાની ?'

ભગવાન સંપૂર્ણ શાન્ત ભાવે જવાબ વાળતા:

'સામાયિક કરતા શ્રાવકે મારું હિરણ્ય નથી, મારે વસ્ત્ર નથી, એમ એટલા વખત પૂરતું કલ્પ્યું છે; પણ તેનો મમત્વ ભાવ છોડયો નથી. માટે તે પોતાની જ વસ્તુ શોધે છે, પારકાની નહિ.'

આમ ભગવાન મહાવીરના રાહમાં અનેક કાંટા વેરાયા. ધીરે ધીરે કેટલાય કાંટામાં તેમણે ફૂલ ખીલવ્યાં. કેટલાક

[૪૮]



# જીવલેણ પ્રસંગ

ભગવાન મિથિલામાં ચાતુર્માસ્ય ગાળી, શ્રાવસ્તી નગરીમાં આવ્યા. દીક્ષાનું આ તેમનું સત્તાવીસમું વર્ષ હતું.

આ વખતે ગોશાલક અહીં જ હતો. ગુરુ ને શિષ્ય બરાબર સોળ વર્ષ પછી, એક ગામમાં ભેગા થતા હતા. આજે એ જૂનો ગોશાલક નહોતો રહ્યો, જે પોતાના ગુરુ મહાવીરનો મહિમા ગાવા ખાતર ભાતભાતનાં દુઃખ વેઠતો, માર ખાતો, ને માર ખાતો ખાતો પ્રશંસા કરતો. જે એક વખત ગુરુસેવામાં ગુરુની દેહના પડછાયા રૂપ બની ગયો હતો, જેણે અનાર્ય દેશનાં દુઃખને પણ ગુરુચરણની સેવા પાસે સુખ માન્યાં હતાં, એ ગોશાલક આજે ભગવાન મહાવીરનો હરીફ બન્યો હતો. એ પોતે સર્વજ્ઞ, તીર્થંકર ને અર્હંત છે, એમ કહેતો હતો.

શ્રી. ગૌતમ ભિક્ષા માટે શ્રાવસ્તીમાં ગયા, ત્યારે એમણે લોકોને કહેતા સાંભળ્યા :

'આજે શ્રાવસ્તીમાં બે તીર્થંકરો આવ્યા છે.'

શ્રી. ગૌતમ ભિક્ષા લઈ પાછા વળ્યા, ને તેમણે ભગવાનને પ્રશ્ન કર્યો: 'શું ગોશાલક ખરેખર તીર્થંકર છે?'

મહાવીર ધર્મસભામાં બેઠા હતા. તેમણે સહુ સમક્ષ જ કહ્યું: 'ગૌતમ, ગોશાલક નથી સર્વજ્ઞ કે નથી તીર્થંકર. એ તીર્થંકર શબ્દનું અપમાન કરે છે. યોગ્યતા વગર ઉપાધિ કેવી? આજથી ચોવીસ વર્ષ પહેલાં મારી પાસે એણે દીક્ષા લીધી હતી. છ વર્ષ મારી સાથે રહ્યો. મને પ્રેમથી અનુસર્યો. પછી તે શક્તિ તરફ આકર્ષાયો. શક્તિથી મળતી કીર્તિનો દાસ બન્યો. એ મારાથી જુદો પડ્યો. સ્વચ્છંદી થયો. સ્વચ્છંદે વિચરવા લાગ્યો. એ તીર્થંકર નથી. સર્વજ્ઞ નથી. એ છ મહાનિમિત્તોનું જ્ઞાન ધરાવે છે, પણ સર્વજ્ઞપણા કે તીર્થંકરપણા સાથે એને કશી લેવાદેવા નથી.'

ધર્મસભા પૂરી થયે, નગરજનો તરત જ આર્ય ગોશાલક પાસે પહોંચ્યા. લોક લડાઈનું રસિયું હોય છે. ભગવાન મહાવીરે કહેલી વાત આર્ય ગોશાલકને કહી. એને લાગ્યું કે આ મહાવીર મારી સોળ વર્ષની કીર્તિને સાફ કરી નાખશે. મારી બનાવેલી બાજી બગાડી નાખશે. હું ક્યાંનોય રહીશ નહિ. એના અંતરમાં ભયંકર પ્રતિકાર જાગ્યો.

એ વખતે આનંદ નામના મહાવીરના શિષ્ય ત્યાં થઈને નીકળ્યા. ગોશાલકે ભયંકર ગર્જના કરતાં એને કહ્યું: 'કહી દેજે તમારા એ ...ને! હું એને છેડતો નથી, ને એ મને વારે વારે છેડે છે. સદ્દાલપુત્રને તેમણે મારા વિરુદ્ધ ભરમાવ્યો. મારા મતમાં મોટું ભંગાણ પાડ્યું. કહી દેજે તમારા તીર્થ-

કરને! મને છંછેડીને સાર નહિ કાઢે.'

ભગવાન મહાવીરને આ સમાચાર મળ્યા. તેમણે તમામ શિષ્યોને સૂચન કર્યું કે એના વિરુદ્ધ કંઈ ન બોલવું. ત્રાજવું ભલે પોતાના ભારથી જ તૂટી જાય. પણ નગરજનોમાં આ બે સર્વજ્ઞો વચ્ચેના સંઘર્ષનો ભારે ઉત્સાહ હતો.

તેઓએ આખરે ગોશાલકને મેદાને પાડ્યો. એ પોતાના શિષ્ય પરિવાર સાથે ભગવાન મહાવીરના ઉતારે આવ્યો. માણસ તો માતું નહોતું.

આર્ય ગોશાલકે પોતાનો વાણી-વ્યાપાર ચાલુ કર્યો. મહાવીર સ્વસ્થ બેઠા સાંભળી રહ્યા. ગોશાલકનો વેગ આથી વધ્યો. એને જાણે ખુલ્લું મેદાન મળ્યું. એ ખીલ્યો. એણે ગાલિપ્રદાન શરૂ કર્યું. જેટલું કડવું બોલી શકાય તેટલું બોલવા માંડ્યું. વાતાવરણ ક્ષુબ્ધ થઈ ગયું.

સાધુઓમાં ઉશ્કેરણીનું મોજું ફરી વળ્યું.

ભગવાન મહાવીરે સાધુઓને શાન્ત કરતાં કહ્યું: 'એની એવી પ્રકૃતિ છે. પ્રકૃતિ ને પ્રાણ સાથે જાય. એવા તરફ તો ક્રોધ કરતાં કરુણા જ કલ્પે.'

પણ આ શબ્દોએ ગોશાલકને વધુ ઉગ્ર બનાવ્યો. એણે કટુ વચનોથી વાયુમંડળ ભરી દીધું. માનવભેદની પણ ગોશાલક તરફ ન્યાય નાશણી બતાવી રહી. ભગવાન મહાવીરના સર્વાનુભૂતિ નામના શિષ્યથી ન રહેવાયું; એ આગળ આવ્યા, ને બોલ્યા:

'રે ગોશાલક! કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પાસેથી એક

પણ આર્ય વચન શીખ્યા હોઈએ તોય તે બહુમાન કરવા યોગ્ય છે, તો તુ તો શ્રમણ ભગવાન મહાવીરનો જ શિષ્ય છે એમની પાસેથી સર્વ વિદ્યા શીખ્યો છે પછી આ અનાર્યપણુ કેવુ ? અથવા ભગવાને કહ્યુ એમ તારી પ્રકૃતિમા જ એ તત્ત્વ છે? ભલે ત્યારે, दद्तु दद्तु गाळी गाळीमन्तो भवन्त (ખૂબ ગાળો આપો, કારણ કે ગાળ-મય જ તમે છો )

છેલ્લા વાક્યે સાથે આજુબાજુની મેદની હસી પડી આર્ય ગોશાલક ઉશ્કેરાયો એણે સૂર્ય સામે જોયુ પછી સાધુ સામે જોઈ ભયકર ફુત્કાર કર્યો સાથે નેત્રોમાથી દૃષ્ટિવિષ સર્પ જેવી પીળી પીળી જ્વાલા નીકળી શિખામણ આપવા આગળ આવેલા મુનિ સર્વાનુભૂતિ ત્યા ને ત્યા બળીને ઢીમ થઈ ઢળી પડ્યા

સર્વાનુભૂતિનુ સ્થાન સુનક્ષત્ર મુનિએ લીધુ એ કઈક બે શબ્દો કહે, તે પહેલા તે પણ ગોશાલકની આખમાથી નીકળતી પીળી જ્વાલાઓમા ભસ્મીભૂત થયા! વાત વાતમા બે પવિત્ર મુનિઓની લાશો ત્યા પડી ગઈ વાતાવરણમા હાહાકાર વ્યાપી ગયો

ગોશાલક જાણે અવિજેય બની ગયો એના પ્રતાપથી આખુ વાતાવરણ કપી રહ્યુ માનવમેદની એની શક્તિને ભયથી વદી રહી પણ ભગવાન મહાવીરના મરજીવા મુનિઓનો આતશ એમ ઠડો પડે તેમ નહોતો જીવનનો મોહ ને મૃત્યુનો ભય છોડીને તેઓ આવ્યા હતા મુનિ સુનક્ષત્રનુ સ્થાન લેવા બીજા મુનિઓ આગળ આવ્યા, પણ તેઓને પાછળ રાખી,

ભગવાન મહાવીરે આગળ આવી એ સ્થાન લીધું.

ગોશાલકે પોતાના એકમાત્ર પ્રતિસ્પર્ધીને નીરખ્યા. એના માર્ગનો આ મહાકંટક દૂર થાય, તો સંસારમાં ગોશાલકને આંટે એવો બીજો નર નહોતો! આજ ભલે લાખ ભેગા સવા લાખ થઈ જાય. પાપડી ભેગી ભલે ઇયળ બફાઈ જાય. ઈષ્ટ જ હતું. ગોશાલકમાં અજબ ઝનૂન વ્યાપી રહ્યું: એ સાત-આઠ કદમ પાછો હઠ્યો; મોટી મોટી આંખોને સૂર્ય તરફ સ્થિર કરી. સૂર્યના પ્રચંડ અગ્નિને જાણે આંખોના કોઠામાં સંગ્રહી લીધો. પછી એણે આગળ આવીને ઊભેલા શાન્તિના અવતાર જેવા મહાવીર પર આંખો ઠેરવી. વિશેષ વિસ્તીર્ણ કરી. ભયંકર ફુત્કાર કર્યો. તરત જ સળગતી આગનું એક મહા વર્તુલ શ્રમણ મહાવીરના દેહને વીંટી વળેલું દેખાયું.

'તેજોલેશ્યા! હા, હા, હા! મહાવીર! પોલાદને પણ ખાખ કરનારો અગ્નિ! ખાખ, મહાવીર ખાખ! લેતો જા. સાપના દરમાં હાથ ઘાલવાનું આ પરિણામ. હવે માંડ છ મહિના કાઢીશ!' ગોશાલકે આકાશને વીંધતું અટ્ટહાસ્ય કર્યું. પણ બીજી પળે તેણે આશ્ચર્ય સાથે જોયું કે પેલું તેજવર્તુલ મહાવીરના દેહમાં પ્રવેશ કરવાને બદલે એમના દેહની પરકમ્મા કરી રહ્યું હતું!

અને ગોશાલક આ અજબ ઘટના અંગે કંઈક વિચારે, એ પહેલાં એ તેજવર્તુલ પાછું ફર્યું, એની તરફ ધસ્યું ને એના જ દેહમાં સમાઈ ગયું.

પળવારમાં તો દેખાવડો ગોશાલક બિહામણો બની ગયો.

મોં કાળું બની ગયું. કાન કોડિયા જેવા બની ગયા.

મહાવીર તો શાંતિના અવતાર બનીને ખડા હતા. એમણે એ જ સ્વસ્થતા ને શાંતિ સાથે કહ્યું : 'ગોશાલક ! હાથનાં કર્યા આખરે હૈયે વાગે છે, કર્મનો એ નિયમ છે. આયુષના બંધ કોઈ ઓછા કરી શકતું નથી. મારે હજી સોળ વર્ષ સુધી આ દેહ ભાર છે. પણ તારે માટે તો માત્ર સાત રાત્રિ દિવસ બાકી છે. બધું ભૂલી જા ! મહાનુભાવ ! અસારને સાર ન માની લે. એક માત્ર આત્માની ચિંતા કર ! કીર્તિને છાંડી દે. એની ભસ્મ કરી નાખ.'

મહાવીરના મુખમાંથી અમી ઝરતું હતું. તેઓ આગળ આવીને બોલ્યા: 'એક દહાડો તને મારા પર આંધળો અનુરાગ હતો. મારા માટે તું માર ખાતો, હેરાન થતો. આજે તું દ્વેષમાં અંધ બન્યો છે. મને મારી નાખવા ઇચ્છે છે. મારું અસ્તિત્વ તને ખટકે છે. હું જાણું છું કે રાગ અને દ્વેષ તો એક ઢાલની બે બાજુ છે. વીસરી જા ! સ્વસ્થ થા ! શાન્ત થા ! આત્મ-કલ્યાણ તરફ જા'

મુમુર્ષુ સર્પની જેમ કાતિલ નજર કરતો, ગોશાલક પાછો ફર્યો. એની દેહ પર જાણે દવ પ્રગટ્યો હતો.

સાતમે દિવસે ગોશાલક મૃત્યુ પામ્યો.



એક વાર ભગવાન મહાવીરના ભક્ત મગધરાજે પ્રશ્ન કર્યો હતો : 'પ્રભો ! મારી શી ગતિ થશે ?'

'નરકગતિ,' રાજવી શિષ્યની શેહ રાખ્યા વગર ગુરુએ

કહ્યું.

'અને ગોશાલકની ?'

'સદ્ગતિ !'

રાજા મૂંઝાઈ ગયા. એમણે પ્રશ્ન કર્યો: 'પ્રભો! આપના ભક્તોને નરક અને આપના નિંદકોને સ્વર્ગ ? આ તે કેવો ન્યાય!'

'અદલ ન્યાય! છેલ્લી પળે એને મારી શિખામણ સાચી લાગી, અને મૃત્યુની અંતિમ પળો એણે ઉજમાળ કરી. રાજન્! જીવનમાં સાધનાની કિંમત છે, સ્નેહની નહિ,' ભગવાન મહાવીરે સ્પષ્ટ કર્યું.

ο



ઠા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે!
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે.

[૪૯]



## બેડો પાર

સિંહ નામના અનગાર મેંઢિ ગામ બહાર સાલકોષ્ટક ચૈત્યમાં તપ કરી રહ્યા હતા. એમને પાસે થોડા વખતથી ભૂંડા સમાચાર આવતા હતા:

'રે! ગોશાલકે ભાખ્યું હતું કે ભગવાન છ માસ જીવશે અને છ મહિનાથી એ પ્રેમમૂર્તિને પિત્તદોષ થયો છે. લોહીના ઝાડા થાય છે. શરીર સુકાઈને કાંટો થઈ ગયું છે. અરેરે ભગવાનને કંઈ થયું, તો લોકો શું કહેશે? પ્રેમજ્યોતિ બુઝાઈ જતાં, કેટકેટલા જીવ ભવાટવિમાં અથડાઈ પડશે.'

આમ આ મહાતપસ્વી સાધુ તપ કરવા છતાં, મનમાં વ્યાકુલ રહેતા હતા. શાંતિ એમને લાધતી નહોતી. એવામાં સમાચાર આવ્યા કે ભગવાન ત્યાં આવ્યા છે. સિંહ અનગાર ભગવાનને મળવા ને દર્શન કરવા ચાલ્યા. પણ દૂરથી જ પ્રભુની દેહમૂર્તિ જોતાં પોક મૂકીને એ રડી પડ્યા.

ભગવાને એમને પાસે બોલાવ્યા ને કહ્યું :

'અનગાર! તારી વ્યથા હું ઘણા વખતથી જાણું છું. તને મારી દેહ પર મોહ છે. ભલા, દેહની માયા અનગારને કેવી? છતાં, સિંહ, ચિંતા ન કરીશ. હજી સાડા પંદર વર્ષ મારે આ ભૂમંડલ પર રહેવાનું છે. કર્મ ખપાવ્યા વગર મારો પણ છૂટકો ક્યાં છે?'

અનગાર સિંહ બોલ્યા: 'ભગવન્, આપ જે કહો તે સત્ય જ હોય, એ વિષે હું નિઃશંક છું. પણ આપનું શરીર દિન-પ્રતિદિન ગળતું જાય છે. આવો સુકાયેલો દેહ અમારાથી જોઈ શકાતો નથી. શું આ રોગને હટાવવાનો કોઈ ઉપાય નથી?'

ભગવાન બોલ્યા: 'સિંહ! ઉપાય જરૂર છે. તારી મરજી છે, તો જા, મેંઢિય ગામના ગાથાપતિની પત્ની રેવતીને ત્યાં જા. એણે બે ઔષધ તૈયાર કર્યાં છે. એક મારા માટે ને એક બીજું સામાન્ય કારણ માટે તૈયાર કર્યું છે. એમાં મારા માટે તૈયાર કરેલું ઔષધ ન લાવતો, બીજા માટે તૈયાર કરેલું ઔષધ લઈ આવ.'

સિંહ અનગાર એકદમ રેવતીના ઘેર જઈ પહોંચ્યા. દ્વાર પર મુનિને આવેલા જોઈ, રેવતીએ બહુમાન કર્યું ને પૂછ્યું:

'કહો, કેમ પધાર્યા છો?'

'તમે બે ઔષધ તૈયાર કર્યાં છે ને?'

'હા.' સાધુને જવાબ આપતી રેવતીને, સાધુના આ જ્ઞાન માટે આશ્ચર્ય થયું.

'એમાં એક ભગવાન મહાવીર માટે છે, કેમ?'

'હા.'

'બીજું સામાન્ય કારણ માટે છે?'

'હા.'

'તમને ક્યાંથી ખબર પડી કે મેં બે ઔષધિ બનાવી છે!'

'ભગવાન મહાવીરે કહ્યું.'

'તો બીજું ઔષધ મને આપો.'

'શા માટે?'

'ભગવાન મહાવીર માટે. એમને પિત્તદોષ થયો છે.'

'ભગવાન માટે તો મેં ખાસ આગવું ઔષધ તૈયાર કર્યું છે. તે લઈ જાઓ.'

'ના, ભગવાને ના પાડી છે.'

રેવતી આ સાંભળીને બહુ રાજી થઈ. ઘરમાં જઈ બીજોરાપાક લઈ આવી એણે સિંહ અનગારને આપ્યો.

આ બીજોરાપાક પ્રભુએ આરોગ્યો. જોતજોતામાં કાય કંચનવર્ણી બની ગઈ. બધે હર્ષ વ્યાપી ગયો. પોતાને બીજોરાપાક ભગવાને મંગાવીને આરોગ્યો, એ આનંદમાં રેવતી તો જન્મમરણના ફેરા ટાળી બેઠી. કર્તવ્ય નાનું કે મોટું હોય, પણ ભાવનાની બલિહારી છે.

સાચી ભિક્ષા અને એનો આંતરિક હર્ષ ભવભવના ફેરા ટાળે છે.

*



[૫૦]

## ઢંક કુંભાર

તપછી જમાલિ ઠેર ઠેર ભગવાનનો અવર્ણવાદ (નિંદા કરતો) ફેલાવતો ફરવા લાગ્યો. શ્રી. ગૌતમે એને ઘણો સમજાવ્યો, પણ એ ન સમજ્યો; બલ્કે વધુ બગડી બેઠો.

પ્રિયદર્શના પણ પોતાના પતિની જેમ, પતિનો સિદ્ધાંત સાચો લાગવાથી, પોતાની હજાર સાધ્વીઓ સાથે જુદી વિહાર કરતી હતી. ભગવાન મહાવીરે કદી પણ પોતાનાં સંસારી દીકરી-જમાઈને સમજાવવા પ્રયત્ન કર્યો નહિ, બલ્કે આડકતરો પણ એકે અક્ષર કહ્યો નહિ! ખેતરમાં પડેલા લાખો મણ ઘઉંમાં કાંકરા અનિવાર્ય હતા.

એક વાર પ્રિયદર્શના પોતાના મંડળ સાથે શ્રાવસ્તી નગરીમાં આવી. અહીં ઢંક નામનો સુખી કુંભાર રહેતો હતો. એની ભાણ્ડશાળામાં એ ઊતરી. ઢંક સદ્‌ગુણોનો અનુરાગી હતો. એની અંદરખાનેથી ઇચ્છા હતી, કે જમાલિ અને પ્રિયદર્શના

ભેદાભેદ કેમ ? પાર્શ્વનાથનો ધર્મ ચાર યામવાળો ને મહાવીરનો ધર્મ પાંચ યામવાળો. પાર્શ્વનાથના સાધુઓ વસ્ત્રવાળા, ને મહાવીરના સાધુઓ વસ્ત્રવિનાના ! જો એક જ મુક્તિમાર્ગના બને ઉપાસક હોય તો આટલો મતભેદ કાં ?

સાધુઓના મનની આ શંકાની શ્રી. ગૌતમને ખબર પડી. શ્રી. કેશી ગણધરને પણ ભાળ મળી. બંને જણાએ અરસપરસ મળી, ચર્ચા કરી સમાધાન મેળવવાનું નક્કી કર્યું.

શ્રી. ગૌતમ વિવેકી હતા. ગમે તેમ તોય શ્રી. કેશી વૃદ્ધ કુલના પુરુષ હતા. તેમની પાસે પોતે જવું જોઈએ. આમ વિચારી શ્રી. ગૌતમ પોતાના સમુદાય સાથે ત્યાં પહોંચી ગયા.

કેશી ગણધરે કહ્યું : 'હે મહાજ્ઞાની ગૌતમ ! ભગવાન પાર્શ્વે ચાર યામનો ઉપદેશ આપ્યો. ભગવાન મહાવીર પાંચ યામનો ઉપદેશ આપે છે. સમાન મુક્તિધર્મના સાધકોમાં આટલો ભેદ કાં ?'

શ્રી. ગૌતમ બોલ્યા : 'જેવો જુગ એવો જોગી. બધો આધાર લોક પર છે. ધર્મ એમના કલ્યાણ માટે સ્થાપવામાં આવે છે. એનું કારણ વિગતે કહું છું. પ્રથમ તીર્થંકર ઋષભદેવના જમાનાના લોકો સરલ છતાં જડ હતા. આચાર માર્ગની શુદ્ધિ માટે એ વખતે પાંચ યામની પ્રરુપણા કરી.

'એ પછી ૨૨ તીર્થંકરોના જમાનાના લોકો સરલ ને ચતુર હતા. થોડું કહીએ, તેમાં ઝાઝું સમજતા. કહેનારના કથનના શબ્દોને ન પકડતા, અંદરના ભાવાર્થને ગ્રહણ કરતા. એ માટે ચાર યામનો ધર્મ એમના વખતમાં રહ્યો. પણ અત્યારના

જીવો વક્ર અને જડ છે. આપણા બોલવામાં બારી શોધી કાઢે એવા છે. થોડું બોલ્યું ઝાઝું સમજનારા નથી. બલ્કે બોલવાનો બેવડો અર્થ કાઢે તેવા છે. આજે આચારશુદ્ધિ કઠિન છે: માટે અહિંસા, સત્ય, અસ્તેય ને અપરિગ્રહ–આ ચારમાં બ્રહ્મચર્યનો પાંચમો યામ વધાર્યો. સ્ત્રી આજ સુધી પરિગ્રહમાં હતી. સોનું-રૂપું, ઘર–બાર, ઢોર ને પશુઓની જેમ એની પણ મિલકતમાં ગણતરી હતી. આથી સ્ત્રી જેવી સ્ત્રીની સ્થિતિ ઢોર જેવી થતી. પુરુષ એના પ્રત્યે વિવેક ન રાખતો. આ નવીન બ્રહ્મચર્ય યામથી સ્ત્રીનું સ્થાન સ્વતંત્ર થાય છે.'

કેશી ગણધરને આ સાંભળી આનંદ સાથે સંતોષ થયો. એમણે પોતાની એક બીજી શંકા જાહેર કરતાં કહ્યું:

'ભગવાન પાર્શ્વનાથે સવસ્ત્ર ધર્મનો ઉપદેશ આપ્યો છે. ભગવાન મહાવીર અચેલક ધર્મનો ઉપદેશ આપે છે. એક જ માર્ગના બે રાહબરોનાં વચનોમાં આટલો ભેદ કેમ?'

ગૌતમ બોલ્યા: 'આપ જેવા પવિત્ર મુનિઓને ખબર જ છે, કે ધર્મની સાધના આત્મા સાથે સંબંધ રાખે છે, વેશ સાથે નહિ. ખરી રીતે જ્ઞાન, દર્શન ને ચારિત્ર જ મુક્તિ મેળવવાનાં સાધન છે. વેશ તો ઓળખાણ ને સંયમના નિર્વાહમાં સાધન રૂપ છે.'

શ્રી. ગૌતમના જવાબથી પાર્શ્વનાથ મતના મુનિઓના મનનું સમાધાન થઈ ગયું. તેઓએ પાંચ યામવાળા ભગવાન મહાવીરના ધર્મનો સ્વીકાર કર્યો.

o

[૫૨]



# ન શેહ, ન શરમ

ધોમધખતા બપોર હતા. પૃથ્વી ધગધગતી હતી. આ વેળા કોલ્લાગ સંનિવેશના ધોરી માર્ગને વીંધીને આર્યાવર્તના મહામાન્ય વિદ્વાન અને શ્રમણ ભગવાન મહાવીરના પટ્ટશિષ્ય ઇંદ્રભૂતિ ગૌતમ ભિક્ષાન્ન વહોરીને પાછા ફરતા હતા.

પૃથ્વીસરસાં નેત્ર ઢાળીને એ ચાલ્યા જતા હતા. જગત ગ્રીષ્મના તાપમાં શેકાઈ રહ્યું હતું. આ મહા જ્ઞાની અને મહા ભક્ત મુનિના દિલમાં વસંત જાણે બેઠી હતી. અચાનક જનપ્રવાદ એમને કાને અથડાયો :

'ભો દેવાનુપ્રિયો ! કોલ્લાગ સંનિવેશના મહામાન્ય પુરુષ, ભગવાન મહાવીરના ગૃહસ્થ શિષ્ય, શ્રમણોપાસક આનંદ મૃત્યુપર્યન્તનું અનશન સ્વીકારી દર્ભની પથારીએ પોઢ્યા છે.'

શ્રમણોપાસક આનંદના અનશનની વાત સાંભળી ગણસ્વામી ગૌતમ થોભી ગયા. એમણે વિચાર્યું : 'ઓહો ધન્ય ઘડી, ધન્ય પળ ! ચાલો ત્યારે, શ્રમણોપાસક આનંદને મળતો જાઉં. અનશન ધારણ કર્યું છે–ફરી મળાય કે ન પણ મળાય.'

ગણધર ગૌતમ પૌષધશાળા તરફ ચાલ્યા. અઢાર કોટીહિરણ્ય નિધાનના ધણી, અને દશ દશ હજાર ગાયોવાળા છ છ વ્રજોના સ્વામી, શ્રમણોપાસક આનંદ આખરી સ્થિતિમાં હતા, પણ તેમના ચહેરા પર ત્યાગનું ને વ્રતનું ભવ્ય તેજ ચમકતું હતું. ગૌતમને જોતાં જ તેમણે કહ્યું: 'ભગવન્, અનશનના કારણે અતિશય દુર્બલ થઈ ગયો છું, કૃપા કરીને નિકટ પધારો તો ચરણસ્પર્શ કરી શકું.'

દયાના અવતાર ગૌતમ નજીક ગયા. વંદન કરતાં કરતાં આનંદે પૂછ્યું: 'ભગવન્, શું કોઈ ગૃહસ્થને ગૃહસ્થાશ્રમ ચલાવતાં ચલાવતાં અવધિજ્ઞાન થઈ શકે ખરું ?'

'અવશ્ય. શ્રમણોપાસકને ગૃહસ્થાશ્રમ ચલાવતાં ચલાવતાંય ત્રીજું મહાજ્ઞાન–અવધિજ્ઞાન થઈ શકે છે.'

આ સાંભળી શ્રમણોપાસક આનંદના ચહેરા પર એક દિવ્ય હાસ્ય ફરકી રહ્યું. તેણે કહ્યું: 'પૂજ્યવર્ય, મને પણ તેવું અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. અને તેના લીધે હું ઉપર આકાશમાં સૌધર્મકલ્પ સુધી ને નીચે પાતાલમાં લોલચ્ચુય નરકાવાસ સુધીના તમામ રૂપી પદાર્થો જાણી ને નાણી શકું છું.'

આનંદના અવાજમાં કોઈ સુંદર રણકો હતો. પાસે ટોળે વળેલાં પરિજનો તેમનું કહેવું આશ્ચર્યથી સાંભળી રહ્યા.

લબ્ધિના ભંડાર ગૌતમસ્વામી પણ ક્ષણભર વિચારમાં પડી ગયા. થોડી વારે તેમણે કહ્યું: 'આનંદ, શ્રાવકને અવધિજ્ઞાન થઈ શકે ખરું, પણ તમે કહો છો તેટલું દૂરગામી હોઈ શકતું નથી. તમે આ ભ્રાન્ત કથન કર્યું. ભ્રાન્ત કથન

માટે પ્રાયશ્ચિત્ત અનિવાર્ય છે. તમારે એ માટે શીઘ્ર પ્રાયશ્ચિત્ત કરવું ઘટે !'

જ્ઞાની ગૌતમને આ રીતે કહેતા સાંભળી શ્રાવક આનંદે જરા વેગથી કહ્યું: 'ભગવન્, મહાવીરના શાસનમાં સત્ય વદનારને માટે પણ પ્રાયશ્ચિત્ત છે ખરું ?'

'ના.'

'તો, દયાળુ, આપે જ પ્રાયશ્ચિત્ત કરવું ઘટે. આપે જ અસત્ય કથન કર્યું છે.' આનંદના સ્વરમાં દૃઢ વિશ્વાસ ગુંજતો હતો.

શ્રમણોપાસક આનંદના આ વિધાને ગુરુ ગૌતમને ક્ષણભર વિમાસણમાં નાંખી દીધા. તેઓ ત્યાંથી ઉતાવળે રવાના થઈ ભગવાન મહાવીર પાસે આવ્યા.

મહાન ગણધર ગૌતમને સત્ય–નિર્ણયની ભારે તાલાવેલી લાગી હતી. તેઓએ આવતાંની સાથે જ આનંદ શ્રાવકવાળી હકીકત સવિસ્તર પ્રભુ આગળ નિવેદિત કરી : અને છેલ્લે છેલ્લે પ્રાર્થના કરી :

'હે ભગવન્, આ વિષયમાં આનંદે પ્રાયશ્ચિત્ત કરવું ઘટે કે મારે ?'

સદા સત્યના સમર્થક ને પ્રરૂપક ભગવાન મહાવીરે લેશમાત્ર થંભ્યા વિના કહ્યું :

'ગૌતમ, આ બાબતમાં તારે જ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. આનંદ સાચો છે. આનંદ પાસે વેળાસર ક્ષમા યાચી લેવી જોઈએ.'

ભગવાનનો આ નિર્ણય સાંભળી તમામ સાધુઓ ને શ્રોતાગણો રોમાંચ અનુભવી રહ્યા. અરે, ખુદ પ્રભુ પોતે

ઊઠીને જાહેરમાં પોતાના પટધરને હલકો પાડે છે! ન શેહ—ન શરમ! કદાચ જ્ઞાની ગૌતમ ભૂલ્યા હોય તો ભલે ખાનગીમાં પ્રાયશ્ચિત્ત આપી દે, પણ એક શ્રાવક પાસે ક્ષમાયાચના! અસંભવ, અશક્ય! ક્યાં આનંદ! ક્યાં ગૌતમ!

પણ મહાજ્ઞાની ગૌતમની દશા તદ્દન જુદી હતી. ગર્વ, અહંકાર ને અભિમાનને તો એ જીતી ચૂક્યા હતા. શાસનના એક સાચા ઉત્તરાધિકારીને શોભે ને છાજે તેવી વિનમ્રતાથી એ ઊભા થયા. 'સાચું એ મારું'ના પૂજારીના દિલમાં પોતાના ખોટા વિધાનનો ડંખ હતો. એ સીધા શ્રમણોપાસક આનંદ પાસે પહોંચ્યા. દુનિયા તો દેખતી જ રહી ગઈ.

'આનંદ, તમે સાચા. મારા અસત્ય વિધાન માટે હું મિચ્છા મિ દુક્કડં–માફી ઇચ્છું છું.'

જ્ઞાની ગૌતમના આ શબ્દોનો શ્રમણોપાસક આનંદ શું જવાબ આપે? એનાં નેત્રો સજલ થઈ ગયાં. એણે બે હાથ જોડતાં કહ્યું: 'પ્રભુ, મારી છેલ્લી ઘડી ઉજાળી! જ્ઞાનીને શોભતી કેટલી ભવ્ય નમ્રતા! ભવોભવે પણ અલભ્ય એવી કેવી લઘુતા! જય, પ્રભુ મહાવીરનો જય! જ્ઞાની ગૌતમનો જય!'

આજુબાજુ એકત્રિત થયેલી જનતા આંખમાં આંસુ સાથે જોઈ જ રહી! અચાનક સહુના મુખમાંથી ધ્વનિ ગાજી ઊઠ્યો:

'જ્ઞાની ગૌતમનો જય!'

★



# [૫૩] કિરાતરાજને દીક્ષા

સાકેત નગરનો રહેવાસી જિનદેવ નામનો શ્રમણોપાસક ધંધાર્થે દેશાવર ખેડતો હતો. એ એક વાર મ્લેચ્છ દેશમાં ગયો. તેની રાજધાનીનું નગર કોટિવર્ષ હતું. ત્યાંનો રાજા કિરાત હતો.

જિનદેવ કિરાતરાજના દરબારમાં ગયો. અને પોતાની પાસે રહેલા કીમતી વસ્ત્ર, મણિ અને રત્ન ભેટ ધર્યાં:

કિરાતરાજ આ રત્નો જોઈ ખુશ થયો. એણે કહ્યું: 'કેવાં સુંદર! ભલા, ક્યાં પાકતાં હશે આવાં રત્નો?'

'અમારા દેશમાં. આ તો શું, આનાથી પણ સુંદર સુંદર રત્નો પાકે છે.' જિનદેવે કહ્યું.

'મારી ઇચ્છા આવા રત્નોવાળા દેશને જોવાની છે! શું તમારો રાજા મને પ્રવાસની અનુમતિ આપે ખરો?'

'શા માટે નહિ? હું ટૂંક સમયમાં અનુમતિ મંગાવી લઉં છું. પછી આપણે સાથે જઈશું.'

જિનદેવે સાકેતરાજને લખ્યું. ત્યાંથી તરત જ અનુમતિ આવી ગઈ. બંને જણા શુભ દિને નીકળ્યા, ને સાકેત નગરમાં આવી પહોંચ્યા.

આ જ વખતે નગરમાં વનપાલકે વધામણી ખાધી કે ભગવાન મહાવીર નગર બહાર ઉદ્યાનમાં પધાર્યા છે. તરત આખું નગર એ ઉદ્યાન તરફ ચાલી નીકળ્યું. રાજા પણ રથ જોડાવીને રવાના થયો. કિરાતરાજે આમ આખા નગરને બહાર જતું જોઈ જિનદેવને પૂછ્યું : 'આ બધા ક્યાં જાય છે?'

જિનદેવે કહ્યું : 'આજ અહીં અદ્ભુત રત્નોના એક મહા વેપારી આવ્યા છે. સંસારનાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ રત્નો એમની પાસે છે.'

કિરાતરાજે કહ્યું : 'ચાલો ત્યારે, આપણે પણ ત્યાં જઈએ, ને એ શાહસોદાગરને નીરખીએ.'

બંને જણા સમવસરણમાં પહોંચ્યા. કિરાતરાજ આ અજબ સાંઈને જોઈ આશ્ચર્યમાં પડી ગયો. એ ભગવાન મહાવીરનો આત્મિક વૈભવ જોઈ ખુશ ખુશ થઈ ગયો. આ મહાવેપારીની વાણી એને હૃદયસ્પર્શી લાગી. એ ઊભો થઈને પાસે ગયો ને બોલ્યો :

'હું મ્લેચ્છ દેશનો રાજા કિરાતરાજ છું. અપૂર્વ રત્નો જોવા માટે અહીં આવ્યો છું. હે શાહસોદાગર, તમારી પાસેનાં રત્નોનું બયાન કરો.'

ભગવાન હસીને બોલ્યા : 'મહાનુભાવ, રત્નો બે પ્રકારનાં હોય છે. એક ભાવરત્ન ને બીજાં દ્રવ્યરત્ન!'

'ભાવરતન–દ્રવ્યરતન !' કિરાતરાજ નામ ગોખી રહ્યો.

ભગવાન આગળ બોલ્યા: 'દ્રવ્યરત્ન અનેક પ્રકારનાં હોય છે. એ કીમતી હોય છે. ચળકાટવાળાં હોય છે, લોભામણાં હોય છે, છતાં ટકાઉ હોતાં નથી. ચોરનો, રાજાનો, પાડોશીનો એને ડર હોય છે. બહુ બહુ તો એ આ જીવનમાં કંઈક લાભ કરનાર હોય છે: પણ સર્વથી શ્રેષ્ઠ તો ભાવરત્ન લેખાય. ત્રણ પ્રકારનાં એ હોય છે.

'એક દર્શનરત્ન,

'બીજું જ્ઞાનરત્ન,

'ત્રીજું ચારિત્રરત્ન,

'આ ત્રણ રત્નો જેની પાસે હોય, એને કોઈ વાતનું દુઃખ રહેતું નથી. એ પરમ સુખી થાય છે. દુનિયાના રાજા એનાં ચરણ ચૂમે કરે છે. એના બંને ભવ સુખી થાય છે. ચોર એ રત્નોને ચોરી શકતો નથી. રાજા એને લઈ શકતો નથી.'

કિરાતરાજ ઊભો થઈને બોલ્યો: 'મને એ રત્નો આપો.'

ભગવાને કિરાતરાજને ધર્મોપદેશ આપ્યો. કિરાતરાજના હૈયામાં એ વસી ગયો. એણે દીક્ષાની માગણી કરી. ભગવાને એને દીક્ષા આપી પોતાના શિષ્યવર્ગમાં સ્થાપન કર્યો.

દીક્ષા પછીના છત્રીસમા ચોમાસામાં આ ઘટના ઘટી.



## [૫૪] નિર્વાણ

ભગવાને એકતાલીસમું ચોમાસું રાજગૃહમાં કર્યું. એ વખતે ઈન્દ્રભૂતિ ગૌતમે કાલચક્ર ને માનવ જીવન વિષે અનેક પ્રશ્નો પૂછ્યા. રાજગૃહમાં આઠ માસ ગાળી તેઓ ચાતુર્માસ કરવા પાવાનગરીએ આવ્યા. અહીંના રાજા હસ્તિપાલના તલાટીની કચેરીમાં તેઓ ઊતર્યા.

ત્રણ મહિના પૂરા વીતી ગયા, ને ચોથો પણ અડધો પૂરો થવા આવ્યો એ વખતે ભગવાને પોતાના નજીકમાં આવી પહોંચેલા નિર્વાણસમયની સૌને માહિતી આપી.

આ ખબરથી પાવાપુરીના પવિત્ર ડુંગરા ડોલી ઊઠ્યા. પ્રત્યેક ઘરને ઉંબરે ઉંબરે શોકની છાયા પથરાઈ ગઈ આકાશનું નિર્મળ હૈયુ પણ તારકવૃંદથી વીંધાઈ ગયું; ને તળાવના જળમાં કમળ પણ ગંભીર બની ગયાં રે! આખરે જુદાઈ!

જ્ઞાનીઓ કહેવા લાગ્યા 'આનંદો, પ્રભુ આજે મુક્તિને વરશે! દેહની તીજાલ જન્મથી દૂર થશે.'

પ્રજાજનો નિશ્વાસ નાખતા હતા: 'હાય રે, પ્રભુ આ અલૌકિક દેહછબી હવે ફરી ક્યાં ને ક્યારે નીરખ' મળશે? જુગ જુગ પછી સાંપડેલી આ અમૃતવાણી ફરીથ કંઈ સાંભળવા મળવાની હતી? અરે! જ્ઞાનીઓના વચનથ. શોક અને આનંદને સમાન લેખવાની અમે મહેનત કરીએ છીએ, મનને ઘણી રીતે મનાવીએ છીએ: પણ આનંદને સ્થળે શોક આવીને બેસી ગયો છે, કેમે કર્યો હઠાવ્યો હઠતો નથી! રે! શું પ્રભુ આપણાથી દૂર થશે!'

દેવો ને ઋષિઓ તો મીઠા શંખ બજાવી રહ્યા છે, આજ ભગવાનની જીવનજ્યોત, એક મહાન જ્યોતિમાં મળી જવાની. મુક્તિ આડે રહેલું દેહબંધન આજે છૂટી જશે. અ આપણો વહાલો વીર મુક્તિને જઈ વરશે!

પણ પામર ભક્તગણો પોતાના શુષ્ક મુખથી ને સંતપ્ત હોઠોમાંથી આનંદનો એક અવાજ પણ કાઢી શકતા નથી! એ કહે છે: જાણે ભગવાન હજી ગઈ કાલે જ તો આપણી ચે આવ્યા છે; બારબાર વર્ષની મૌન-વાદળી હજુ હમણાં વરસી છે; બસો પાંચસો નહીં, સો બસો નહીં, પોણોસો નું નહીં—હજી તો માત્ર બોંતેર વર્ષ જ થયાં છે. એટલામાં -મુક્તિની આ મથામણ શી!

ભાઈ, તમારી વાત સમજીએ છીએ. એમને માટે ! એ શોકનો વિષય નથી: પણ જીવનનો ઉત્સવ હોય મૃત્યુનો મહોત્સવ તો કયા મનથી થાય? ગમે તેવી ાણી' હોય, પણ વાત તે વાત જ કહેવાય ને!

પ્રભુએ તો સોળ પ્રહર લગીના અખંડ ઉપદેશની વર્ષા વરસાવવી આરંભી દીધી હતી. જતાં જતાંય જગતને જેટલું ધર્મામૃતનું પાન કરાવ્યું તેટલું સારું.

બારે પર્ષદા તન્મય બનીને પ્રભુવાણીના અમૃતનું પાન કરતી હતી.

જાણે મેઘ અનરાધાર વરસતો હતો, ને ધરતી હોંશે હોંશે એને ઝીલતી હતી.

દિવસોથી સાન્નિધ્યમાં ને સેવામાં રહેતો રાજરાજેંદ્ર ઈંદ્ર પણ છેક છેલ્લી ઘડીએ હિંમત હારી બેઠો. સાજ તો બધા સજાવ્યા, મૃત્યુ–મહોત્સવની બધીય રચના કરી; પણ છેલ્લી પળે પ્રભુના અભાવની કલ્પના એને પણ પીડા કરી બેઠી. અરે! જેના સેવા-સંપર્ક વિના રાજપાટ બોજારૂપ લાગતાં, એ મંગલમૂર્તિ આમ ચાલી જશે, તો કોને આધારે, કોના ઉત્સાહવચને આ રાજધુરા ખેંચાશે? આત્માની સ્નેહબંસરી વિના શે જીવાશે?

એકત્ર થયેલાં અનેક નર–નારીઓની વતી ઈંદ્રરાજે પ્રભુને પ્રશ્ન કર્યો:

'ભગવન, આપનાં ગર્ભ, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન હસ્તોત્તરા નક્ષત્રમાં હતાં ને!'

ભગવાને જવાબમાં કેવળ હકારદર્શક માથું હલાવ્યું.

'એ નક્ષત્રમાં ભસ્મ ગ્રહ સંક્રાન્ત થાય છે. અનિષ્ટ ભાવિની એ આગાહી કહેવાય ને?'

ભગવાને પૂર્વવત્ હકાર ભણ્યો.

'તો પ્રભુ, આપ તો સમર્થ છો, સર્વજ્ઞ છો, સર્વશક્તિ માન છો આપની નિર્વાણઘડીને થોડી લખાવી ન શકાય ?'

ઇંદ્રના મનમા ઊંડે ઊંડે ઇચ્છા હતી કે એકવાર નિર્વાણ ઘડીને આગળ ધકેલવામા આવે તો પછી વળી જોઈ લેવાશે. અણીનો ચૂકયો સો વર્ષ જીવે

ભગવાન મેઘ જેવી વાણીથી બોલ્યા

'ઇંદ્રરાજ, મોહ વિવેકને મારે છે, માટે એને અધ કહ્યો છે મારા નશ્વર દેહ પ્રત્યેનો તમારો મોહ આજે તમને આ બોલાવી રહ્યો છે નિકટ રહ્યા છો, જ્ઞાની થયા છો, છતા ભાખેલુ ભૂલી ગયા કે આયુષ્યની એક ક્ષણ પણ સુર, અસુર કે માનવ—કોઈ વધારી શકતુ નથી દેહનુ કામ જન્મનુ કારણ ને મૃત્યુની ગરજ–સરી ગઈ, હવે આયુષ્યની એક ક્ષણ અને એ ક્ષણનો એક કણ પણ બોજારૂપ છે રકના હાથમા પાત્ર ત્યા સુધી શોભે જ્યા સુધી એને પેટપૂર્તિ માટે ઘેરઘેરથી ભિક્ષાની જરૂર છે રક મટીને એ રાજા થાય, પછી પણ એ પાત્ર લઈને ફરે તો ? ઇંદ્રરાજ ! જુઓ, પેલે કદી ન કરમાતી અમર વસત ખીલી રહી છે સત્, ચિત્ ને આનદની કદી ન આથમતી ઉષા ઊગી રહી છે! સ્વાગત માટે સજ્જ થઈએ !'

ઇંદ્રરાજ શરમાઈ ગયા, પગમા પડ્યા

એકત્રિત મેદનીમા પ્રભુ વીરના અતેવાસીઓ પણ હતા. તેઓએ તૂટતી ધીરજવાળા ભક્તજનોને એકઠા કરીને ખાનગીમા આશ્વાસન આપવા માડ્યુ કોઈ ખાનગી વાત તેઓ જાણતા હોય તેમ કહેવા લાગ્યા·

'ભલે ભગવાન ગમે તે કહે, પણ હાલમાં નિર્વાણ નહિ સ્વીકારે : તે એક ને એક બે જેવી વાત છે. અમે અંતેવાસી છીએ એટલે અંદરની વાત જાણીએ છીએ.'

'કઈ વાત જાણો છો ?' શ્રોતાવર્ગ પ્રશ્ન કરતો.

'અમને બરાબર યાદ છે, કે ભગવાને પોતાના પ્રિય શિષ્ય મહર્ષિ ગૌતમને એકવાર કહ્યું હતુ કે આપણે બંને એક સાથે એક દિવસે સિદ્ધ (એકને કેવળજ્ઞાન, એકને સિદ્ધિ-પદ) થઈશું. આજે તેમણે જ મહર્ષિ ગૌતમને ધર્મબોધ દેવા બીજે ગામ મોકલ્યા છે. જળ–મીનની પ્રીત એમની છે. જેમના વિના એક ક્ષણ પણ જીવી શકે નહીં એવા ગૌતમસ્વામીના આવ્યા વગર ભગવાન કંઈ દેહ છોડી દેશે ? શાન્તિ ધારણ કરો ! આ તો પ્રભુની લીલા છે ! આપણી પરીક્ષા છે.'

આ વાતથી આખા સમુદાયમાં આસાયેશની લાગણી પ્રસરી રહી. હૈયામાં હિંમત આવી ગઈ, પણ ભગવાન તો અન્તિમ ક્રિયામાં મગ્ન હતા. પર્યંકાસને બિરાજ્યા હતા. બાદર મનોયોગ ને વચનયોગ રૂંધીને કાયયોગમાં સ્થિત થયા હતા. થોડી વારમાં બાદર કાયયોગમાંથી સૂક્ષ્મ કાયયોગમાં પ્રવેશ કર્યો.

વાણી તથા મનના કાયયોગને રૂંધ્યા.

આયુષ્યની શીશીમાંથી છેલ્લા કણ ઝરતા હતા, ને એ પણ હવે પૂર્ણ થવાની તૈયારીમાં હતા. દુવિધામાં પડેલો જનસમૂહ એમની સહસ સૂર્યની કળાથી તપતી મુખમુદ્રા સામે નીરખી રહ્યો હતો. સહુના શ્વાસ ઊંચા હતા. સહુના